

# भारतीय नीतिकथाओ

(મહાભારતમાંની બાલોપયોગી ૫૨ વાતો)

અનુવાદકઃ—ત્રંબકલાલ માણેકલાલ શુકલ
મુકામ—આણંદ, હાલ કલકત્તા


सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ—૨

આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૧૯૨, સંવત ૧૯૯૭, પ્રત ૫૫૦૦
— મૂલ્ય પાંચ આના, માર્ગવ્યય અલગ




# भारतीय नीतिकथाओ

(મહાભારતમાંની ૫૨ વાતોનો સંગ્રહ)

અનુવાદકઃ-ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ
મુકામ-આણંદ, હાલ કલકત્તા

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૧૯૨, સંવત ૧૯૯૭, પ્રત ૫૫૦૦
મૂલ્ય પાંચ આના, માર્ગવ્યય અલગ



# प्रकाशकनुं निवेदन

આ 'ભારતીય નીતિકથાઓ'ની ૫૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

અસલના વખતમાં ધર્મશિક્ષણને ખાસ પ્રાધાન્ય અપાતું હતું. ત્યારે બાળકો માતાઓના ખોળામાંજ ધર્મ અને નીતિનું શિક્ષણ પામતાં; એ સમય એવો હતો કે જ્યારે ભારતવર્ષે સારાય જગતમાં શિક્ષણ અને સંસ્કૃતિ ફેલાવ્યાં હતાં. આજ એ બધું રહ્યું નથી. રાજકીય પરાધીનતાની સાથે સાથે આપણામાં માનસિક પરાધીનતા પણ આવી ગઈ. પરિણામે પોતાની જે સંસ્કૃતિમાં જીવન છે, જે જિવાડે છે અને જેમાં પ્રાણ છે તેનો ત્યાગ કર્યો. પરદેશીઓનું આંધળું અનુકરણ કરી પાશ્ચાત્ય ઢબે બાળકોને કેળવણી આપવાના અખતરામાં સમય અને શક્તિનો નિરર્થક વ્યય કરવાનો શરૂ કર્યો. આજે પચાસ વરસ પછી એ કેળવણીનાં માઠાં ફળ અનુભવી રહ્યા છીએ. સદ્ભાગ્યે હવે કોઈ કોઇને પ્રાચીન સંસ્કૃતિ સામું જોવાની ઇચ્છા જાગૃત થઈ છે.

આ પુસ્તકમાં મહાભારતરૂપી મહાસાગરમાંથી ઉત્તમોત્તમ વાર્તાઓરૂપી મહારત્નો ચૂંટીને આમાં એકઠાં કરેલાં છે. આ ઉપદેશવાળી કથાઓ વડે મહાપુરુષોનાં આદર્શ ચરિત્રો તેમજ શિક્ષાપ્રદ આખ્યાનો વાંચીને બાળકોનાં ચરિત્ર બંધાશે, નૈતિક વિચાર ઉન્નત થશે અને તેમને ઉપયોગી ઉપદેશ મળશે. બાળકો કંટાળી

જાય એટલી હદ સુધી વાર્તાઓ લંબાવી નથી. પરંતુ વાર્તાનાં પાત્રોનાં આદર્શ ચરિત્ર આલેખીને તેમના કહેલા સુંદર ઉપદેશ તરફ ખાસ લક્ષ રાખેલું છે.

મૂળ હિંદી પુસ્તક 'મહાભારતીય સુનીતિકથા,' **ગ્રંથમાળા કાર્યાલય–બાંકીપુર** તરફથી બહાર પડેલું; તે વીસેક વર્ષ પહેલાં જોવામાં આવ્યું હતું. તે પસંદ પડવાથી તેનો અનુવાદ એજ અરસામાં કરાવી લીધો હતો. એમાં થોડો ફેરફાર કરીને અને બીજી સાતેક વાર્તાઓ ઉમેરી લઇને, આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ પુસ્તક તૈયાર કરવામાં ઉપરના હિંદી પુસ્તકનો મુખ્યત્વે આધાર લીધો હોવાથી તેના લેખક–પ્રકાશકનો અત્રે આભાર માનવામાં આવે છે.

આ પછીના પૃષ્ઠમાં મૂળ હિન્દી લેખકનું નિવેદન છપાયું છે; તેમાં આ પુસ્તકની યોજના અને ઉદ્દેશ સંબંધી સવિસ્તર જણાવેલું છે. તે પછી અત્ર તરફનાં બાળગ્રંથાવલિનાં અન્ય પુસ્તકોની જાહેરાત છપાઈ છે અને છેવટના પૃષ્ઠમાં "કેટલાંક મનન કરવા જેવાં સૂત્રો" એ નામનો લેખ છપાયો છે. તે સર્વ તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

આ પુસ્તકમાં અપાયલા વિષયો ગંભીર છતાં બાળકોને સહેલાઇથી સમજાય એવી રીતે સરળ ભાષામાં આપવા યથાશકય પ્રયત્ન થયો છે. માબાપો ઘરમાં અને શિક્ષકો શાળામાં આ પુસ્તક બાળકોના હાથમાં મૂકશે, તો કોઇને કોઇ રીતે તેમને સુસંસ્કાર પાડવામાં ઉપયોગી નીવડશે.

અષાડ વદિ ૧,
સંવત ૧૯૯૭

—ભિક્ષુ અખંડાનંદ

# લેખકના બે બોલ

આપણા સંસ્કૃત સાહિત્યમાં કથાવાર્તાઓ દ્વારા બાળકોને નીતિશિક્ષણ આપવામાં આવે છે. હિતોપદેશ અને પંચતંત્ર એ બન્ને પુસ્તકો તેના પ્રમાણરૂપ છે. અંગ્રેજીમાં પણ "ઇસપ નીતિ-કથાઓ" દ્વારા નીતિશિક્ષણ આપવામાં આવે છે. આ પ્રકારે વિદ્યાર્થીઓને અપાયલું શિક્ષણ હૃદયગ્રાહી થાય છે. કેમકે નીરસ અને શુષ્ક નૈતિક ઉપદેશ બાળકોને આનંદ પણ આપી શકતો નથી તેમ તે દ્વારા અપાયેલું શિક્ષણ ફળદાયી પણ નીવડતું નથી. તો પછી તેમના પર શુભ અસરો પડવાની તો વાતજ શી કરવી?

એવાં પુસ્તકોની ઉપદેશાત્મક કલ્પિત વાર્તાઓથી પણ બાળકોને કંઇક ને કંઇક લાભ તો જરૂર થાય છે. પણ એવાં પણ કેટલાંક બાળકો હોય છે કે, જેમને તેમાં અસંભવિતતા લાગે છે અને તેઓ ચર્ચા પણ કરતાં જણાય છે કે શું કબૂતર તે વળી માણસની બોલીમાં પંડિત જેવો ઉપદેશ આપી શકે? શું બકરાં અને વરુની વાતચીત તે કદી સંભવી શકે? વગેરે. આ રીતે બાળકો એવી વાતો પ્રત્યે પોતાની અરુચિ દેખાડે છે. તેથી તેમના પર કંઇ સારી અસરો પડતી નથી પરંતુ એક પ્રકારની હાનિ થવાનો સંભવ રહે છે. તેથીજ સુયોગ્ય વિદ્વાનોને એ ઠીક લાગ્યું કે, "મહાપુરુષોનાં જીવનચરિત્રો અને ઐતિહાસિક સાચી ઘટનાઓ દ્વારા નૈતિક શિક્ષણ આપવું જોઇએ. જેથી બાળકોને એવી એવી બિનજરૂરી શંકાઓ ઉઠાવવાનો પ્રસંગજ મળે નહિ; એવાંજ પુસ્તકોની હાલ બહુ જરૂર છે. એટલે જો શિક્ષણમાં આપણે ત્યાંનાં જ્ઞાન-ચારિત્રવર્ધક પવિત્ર પુસ્તકો અને મહાત્માઓનાં ઉત્તમ ચરિત્રોનાં દૃષ્ટાંતો દ્વારા નૈતિક શિક્ષણ આપવામાં આવે તો તેનું મહત્વ સા

કરતાંયે વધી જાય છે.” આ પ્રકારનું ઉપયોગી નીતિ–શિક્ષણ ઉપરોક્ત દૃષ્ટિએ આપવા માટે મેં આમાં મહાભારતનો આશ્રય લીધો છે.

મહાભારત જેવો ધર્મગ્રંથ છે તેવો નીતિગ્રંથ પણ છે. તેના આધારે કોણ જાણે કેટલાય મોટા મોટા ગ્રંથ લખાઇ ચૂકયા છે અને કેટલાય વાર્તાના ગ્રંથો અને નીતિના ગ્રંથો વગેરે હજુ પણ લખાતા જાય છે. આ “મહાભારતીય સુનીતિકથા” પણ મહાભારતની નૈતિક વાર્તાઓ સંગ્રહીનેજ બનાવી છે. એમાં મહાભારતની ચૂંટી કાઢેલી ઉપદેશાત્મક અને મનોરંજક વાર્તાઓનોજ સંગ્રહ કરવામાં આવ્યો છે. મેં આ સંગ્રહ કરવામાં અને લખવામાં મારા ઉપર જણાવેલા ઉપદેશની સિદ્ધિ માટે બે બાબતો પર ખાસ ધ્યાન આપ્યું છે. એક તો નીતિ–શિક્ષણ અને બીજું ચરિત્ર આલેખન. કેમકે એજ બન્ને બાબતો વિદ્યાર્થીઓને માટે ખાસ ઉપયોગી છે.

નીતિ–શિક્ષણ અને ચરિત્ર આલેખનનાં લક્ષણો સંબંધી સાધારણ રીતે એમ કહી શકાય કે, જે વડે કોઇ વ્યક્તિ અથવા સમાજ આચારવિચારમાં વિશુદ્ધ અને ઉન્નતગામી બને તેજ નીતિ છે. એવી નીતિનું જે શિક્ષણ તેનું નામ નીતિ–શિક્ષણ છે. બીજું માણસોનાં જીવન ઉન્નત માર્ગે લઇ જનાર મહાપુરુષોનાં જે ઉદાર અને ઉત્તમ ઉત્તમ કાર્યો છે, તેજ તેમનાં ચરિત્ર છે. અને તે ચરિત્રોની મહત્તા દર્શાવવામાંજ ચરિત્ર–આલેખનની ખૂબી રહેલી છે.

મહાભારતમાં આ બન્ને બાબતોનો વિશેષ રૂપે સમાવેશ થયેલો છે. તેમાં નીતિ–શિક્ષણ પણ ભરેલું છે અને સુંદર ચરિત્ર આલેખન પણ છે. તેમાં બધું શિક્ષણ કથાનાત્મક દૃષ્ટાંતો અને ઉદાહરણો દ્વારા સારી રીતે સમજાવવામાં આવ્યું છે. એ મહાગ્રંથની નીતિ–કથાઓમાં એવી એવી ઉત્તમ વાતો ભરી મૂકેલી છે કે, જે સર્વકાળે સર્વ જાતિ, સંપ્રદાય, ધર્મ અને સમાજને માટે સમાન

હિતકર્તા અને ઉપકારક છે. મહાભારતનાં આદર્શ ચરિત્રો વિવિધ અને નૈતિક ગુણોથી ભરેલાં છે. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, ભીષ્મ, દ્રોણ, કર્ણ, કુન્તી, દ્રૌપદી વગેરે પૂજ્ય નરનારીઓનાં ઉપકારક ચરિત્રો કોને આદરણીય, અનુકરણીય અને પ્રશંસનીય નહિ લાગે? એટલે કહેવું જોઇએ કે, એ બન્ને બાબતો માટે તો મહાભારત સમાન બીજો કોઇજ ગ્રંથ નથી. યુધિષ્ઠિરની ધર્મનિષ્ઠા અને ધૈર્ય, ભીમનો પરોપકાર, અર્જુનનું બ્રહ્મચર્ય અને એકાગ્રતા, ભીષ્મની પિતૃભક્તિ અને પ્રતિજ્ઞાપાલન, દ્રોણની દૃઢ પ્રતિજ્ઞા અને ક્ષમા, કર્ણની કૃતજ્ઞતા, કુંતીનો સ્વાર્થત્યાગ અને દ્રૌપદીની ક્ષમા, ઇત્યાદિ કાર્યોમાં જે મહત્તા રહેલી છે તે બીજે મળવી દુર્લભ છે. પાંડવોની મહાનુભાવિતા અને ભ્રાતૃપ્રેમ, રાજભક્તિ, ગુરુભક્તિ, માતાપિતાની ભક્તિ વગેરે અનેક આદરણીય ગુણોની મહત્તા પણ અતુલનીય છે. એ આદર્શ ગુણોની છાપ વાર્તાઓ કહેતી વખતેજ વિદ્યાર્થીઓનાં મન ઉપર પાડી દેવી એ શિક્ષકોનું કર્તવ્ય છે.

—રામદહિન મિશ્ર



બાળકોના મન પર ઉમદા વિચારોની છાપ પાડીને તેમને સદ્ગુણી, બુદ્ધિમાન અને આજ્ઞાંકિત બનાવવા માટે '**બાળ ગ્રંથાવલિ**'**નાં ઉત્તમ પુસ્તકો**

# સદ્ગુણી બાળકો

આવૃત્તિ ૭ મી, ક્દ ૫×૬॥, પૃષ્ઠ ૧૩૬, મૂલ્ય રૂ. ૦၊

બાળકોએ પ્રાણ સાટે પણ માતૃભક્તિ, પિતૃભક્તિ, ભ્રાતૃભક્તિ, પરોપકારક અને સત્ય વગેરે સદ્ગુણો દર્શાવી આપ્યાના ૬૯ ખરા બનેલા અસરકારક દાખલાઓનો આ સંગ્રહ છે.

# બાળકોની વાતો-ભાગ ૧ લો

આવૃત્તિ ૪ થી, ક્દ ૫×૬॥, પૃષ્ઠ ૮૮, મૂલ્ય રૂ. ૦)॥

વૈદ્ય અ. સું. પઢિયારે આ પુસ્તક સ્વદેશપ્રેમ, પરમાર્થ, હુન્નર, માતાપિતા પ્રત્યેની ફરજ, અભ્યાસ, ધર્મ, નીતિ, ઈશ્વરભક્તિ વગેરે જુદા જુદા વિષયો સંબંધી ૨૧ પાઠ બાળકોને સમજાય તેવી સાદી અને રસિક વાતચીતના રૂપમાં લખેલા છે.

# બાળસદ્બોધ

આવૃત્તિ ૬ ઠ્ઠી, ક્દ ૫×૬॥, પૃષ્ઠ ૧૨૦, મૂલ્ય રૂ. ૦၊

મહાભારત, રામાયણ, ભાગવત અને બીજા ઉત્તમ ગ્રંથોમાંના અનેક બોધદાયક પ્રસંગો તથા વાર્તાઓ અને દૃષ્ટાંતો દ્વારા મુખ્ય મુખ્ય ધાર્મિક વિષયો આમાં સમજાવેલા છે.

# સુબોધક નીતિકથા

આવૃત્તિ ૫ મી, ક્દ ૫×૬॥, પૃષ્ઠ ૨૩૨, મૂલ્ય રૂ. ૦၊૮

જુદાં જુદાં પ્રાણી-પદાર્થોને લાગુ પાડીને મોટાં બાળકો માટે

રચેલી ૧૫૨ બોધપ્રદ નાની નાની તથા રમૂજી અને બોધદાયક વાર્તાઓ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે.

# બાળકોની વાતો-ભાગ ૨ જો.

આવૃત્તિ ૧ લી, કદ ૫×૭॥ પૃષ્ઠ ૨૬૪, મૂલ્ય રૂ. ०।≈

જુદાં જુદાં માસિકો તેમજ વર્તમાનપત્રોમાંથી ચૂંટી કાઢેલા, ધર્મ, સ્વદેશપ્રેમ, નીતિ અને સાહસિકતાને પ્રેરનારા કુલ ૬૧ લેખોનો આ સંગ્રહ બાળકોને ઘણોજ ઉપયોગી તેમજ ઉપકારક થઇ પડે એવો છે. બાળસાહિત્યના ચુનંદા લેખોમાંથી સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આ પુસ્તક એક ઉમદા શિક્ષકની ગરજ સારે છે.

# ભારતીય નીતિકથાઓ

આવૃત્તિ ૧ લી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૯૨, મૂલ્ય રૂ. ०।≈

આ પુસ્તક પોતેજ. જેમાં મહાભારતરૂપી મહાસાગરમાંથી ઉત્તમોત્તમ કથાઓરૂપી મહાન રત્નો ચૂંટીને એકઠાં કરવામાં આવ્યાં છે. મહાપુરુષોએ વર્ણવેલાં પવિત્ર આચરણો અને અન્ય વ્યક્તિઓના શિક્ષાપ્રદ પ્રસંગોને વાંચીને બાળકોનાં ચરિત્ર સંગઠિત થશે, નૈતિક વિચાર ઉન્નત બનશે અને તેમને આવશ્યક ઉપદેશ પણ મળશે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્રપાસે-અમદાવાદ અને કાલબાદેવી રોડ-મુંબાઈ

# अनुक्रमणिका

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| | મહાભારતની ઉત્પત્તિ .... .... .... | ૧૨ |
| | ભરતવંશ અને મહાભારતની સાર-કથા | ૧૫ |
| ૧ | પરિશ્રમથી વિદ્યા ભણવા વિષે .... .... .... | ૧ |
| ૨ | એકાગ્રતા અથવા મન લગાડવા વિષે.... .... | ૪ |
| ૩ | પિતૃભક્તિ અને બ્રહ્મચર્ય .... .... .... | ૬ |
| ૪ | ગુરુભક્તિ .... .... .... .... .... .... | ૧૦ |
| ૫ | માતાપિતાની ભક્તિનો મહિમા .... .... | ૧૨ |
| ૬ | સુચારિત્ર્યની મહત્તા .... .... .... .... | ૧૫ |
| ૭ | સજ્જનતા .... .... .... .... .... | ૧૭ |
| ૮ | કદ્રૂપાનું રૂપ વિદ્યા છે. .... .... .... .... | ૨૧ |
| ૯ | ઉપકારનો બદલો.... .... .... .... .... | ૨૪ |
| ૧૦ | ક્ષમા વિષે.... .... .... .... .... .... | ૨૮ |
| ૧૧ | પૂછયા વિના કંઈ લેવું તે ચોરી છે .... .... | ૩૧ |
| ૧૨ | કૃતજ્ઞતા વિષે .... .... .... .... .... | ૩૩ |
| ૧૩ | સૌ કરતાં સત્યજ શ્રેષ્ઠ છે .... .... .... | ૩૭ |
| ૧૪ | ભાઈભાઈમાં કુસંપ કરવો એજ વિનાશનું મૂળ છે | ૪૦ |
| ૧૫ | દૃઢ પ્રતિજ્ઞા અને ક્ષમા.... .... .... .... | ૪૩ |
| ૧૬ | સત્ય અને પ્રતિજ્ઞાપાલન .... .... .... | ૪૭ |
| ૧૭ | ધૈર્ય અને ધર્મનિષ્ઠા .... .... .... .... | ૪૯ |
| ૧૮ | ભાઈભાઈનો સાચો પ્રેમ.... .... .... .... | ૫૪ |
| ૧૯ | સત્યનો ધર્મ .... .... .... .... .... | ૫૮ |
| ૨૦ | અપૂર્વ સંયમ .... .... .... .... .... | ૬૦ |
| ૨૧ | ગુરુદક્ષિણા .... .... .... .... .... | ૬૪ |
| ૨૨ | અવિચારી કર્મનાં માઠાં ફળ અને ક્ષમાનો ઉપદેશ | ૬૭ |
| ૨૩ | છળકપટ અને જૂઠનું માઠું ફળ .... .... | ૭૦ |
| ૨૪ | વડીલોની નિંદા કરવી એ મહાપાપ છે .... | ૭૨ |
| ૨૫ | સાચું દાન .... .... .... .... .... .... | ૭૬ |

# महाभारतनी उत्पत्ति

જે શ્રીમહાભારતની નીતિકથાઓ આ પુસ્તકમાં અપાઈ છે, તે મહાભારતના કર્તા **ભગવાન વ્યાસદેવ** હતા. તેમનો જન્મ સત્યવતીને પેટે થયો હતો. પરાશર ઋષિ એમના પિતા હતા. વ્યાસજીનો જન્મ યમુના નદીની વચ્ચે એક દ્વીપમાં થયો હતો. યમુના નદીનો કૃષ્ણ વર્ણ હોવાને લીધે એમનું નામ 'કૃષ્ણ' અને દ્વીપની વચ્ચે પેદા થવાને લીધે 'દ્વૈપાયન' અર્થાત્ **કૃષ્ણ દ્વૈપાયન** પડ્યું.

બચપણમાંજ એ વિરક્ત બની તપસ્યા કરવા માટે વનમાં ચાલ્યા ગયા. જતી વખતે પોતાની માતાને કહેતા ગયા હતા કે, "જ્યારે તમારા ઉપર કોઈ વિપત્તિ આવી પડે ત્યારે મને યાદ કરજો. હું તરતજ આવીને મારાથી બનતી મદદ કરીશ. તમે કોઈ વાતની ચિન્તા કરશો નહિ અને સુખપૂર્વક રહેજો." પછી એમણે બદરિકાશ્રમમાં જઈ તપ કરવાનો આરંભ કર્યો. એથી લોકો એમને **બાદરાયણ** પણ કહે છે. એમનો જન્મ કૃષ્ણાવતાર પહેલાં દ્વાપર યુગમાં થયો હતો. એમણે સંસારમાં ઘૂમી ઘૂમીને વેદોનો પુષ્કળ ઉપદેશ કર્યો, એટલા માટે લોકો એમને **વેદવ્યાસ** પણ કહે છે. પૈલ, વૈશંપાયન, જૈમિનિ અને સુમન્તુ એ ચાર એમના મુખ્ય—મોટા—શિષ્યો હતા. એમાં પૈલને ઋગ્વેદની, વૈશંપાયનને યજુર્વેદની, જૈમિનિને સામવેદની અને સુમન્તુને અથર્વવેદની શિક્ષા એમણે આપી હતી. એ ચારે શિષ્યોએ ચારે વેદ ભણી સંસારમાં વેદોની શિક્ષાનો ખૂબ પ્રચાર કર્યો. એ સિવાય પોતાના બીજા પણ ઘણા શિષ્યોને વ્યાસજીએ વેદની શાખાઓ અને ઉપશાખાઓ ભણાવી તેમાં તેમને નિપુણ બનાવી દીધા.

એક સમયે એમની માતા સત્યવતીને ઘણું સંકટ પડ્યું.

એમના વંશમાં કોઈ પોતાનું સંતાન ન હોવાના કારણે રાજવંશ ડૂબી જતો હતો. એ સમયે સત્યવતીએ વ્યાસજીને યાદ કર્યા. પોતાની પ્રતિજ્ઞા અનુસાર તે માતાજીની પાસે તરતજ હાજર થયા અને તેમના દુઃખની વાત સાંભળી તરતજ તેનું નિવારણ કર્યું. એમની બુદ્ધિ ઘણીજ તીવ્ર હતી. એમણે અતિ ઉત્તમ અને ઘણોજ મોટો આર્યોનો ઐતિહાસિક ગ્રંથ–મહાભારત–રચ્યો. એ સિવાય અઢાર પુરાણ, અધ્યાત્મ રામાયણ, આપસ્તમ્બ સૂત્ર અને વેદાન્તશાસ્ત્ર પર બ્રહ્મસૂત્ર પણ એમણે બનાવ્યું.

એમના પુત્ર શુકદેવ પણ મહાતપસ્વી હતા. તે બાલબ્રહ્મચારી હતા અને બાલ્યાવસ્થામાંજ સંસારથી વિરક્ત બની તપસ્યા કરવા માટે વનમાં ચાલ્યા ગયા હતા. તે ઘણાજ મોટા તત્ત્વદર્શી, મહાત્મા અને વિદ્વાન હતા. જ્યારે રાજા પરીક્ષિતને શૃંગી ઋષિએ શાપ દીધો કે, સર્પના કરડવાથી તમારું મૃત્યુ થશે, ત્યારે રાજા પરીક્ષિત ઘણા વ્યાકુળ થયા. એ સમયે શુકદેવેજ આવીને રાજાને જ્ઞાન આપ્યું કે જેથી તેને ઘણોજ સંતોષ થયો.

વ્યાસજી હમેશાં પરોપકારમાંજ લાગ્યા રહેતા હતા, લોકોને વેદનો ઉપદેશ દેતા હતા, શિષ્યોને વેદવિદ્યા ભણાવતા હતા અને રાજાઓને યજ્ઞ કરાવવામાં પણ ઘણા ચતુર હતા. પાંડવોને એમણેજ રાજસૂય, અશ્વમેધ આદિ યજ્ઞો કરાવ્યા હતા. પાંડવો ઉપર જ્યારે પણ કંઈક સંકટ પડતું હતું ત્યારે તેઓ એમનેજ બોલાવતા અને એ તરતજ આવતા. એમનાં રચેલાં પુસ્તકોમાંથી આજકાલ સંસારના લાખો કરોડો માણસો જ્ઞાન મેળવી રહ્યા છે.

શ્રીવેદવ્યાસજીએ મહાભારત પૂરું કર્યું ત્યારે તે સૌથી પહેલું પોતાના પુત્ર શુકદેવને શીખવ્યું અને પછી બીજા શિષ્યોને શીખવ્યું. આ પ્રમાણે ધીરે ધીરે મહાભારતની ચર્ચા થવા લાગી. પછી જ્યારે પાંડુવંશના રાજા જનમેજયના યજ્ઞમાં વ્યાસની

આજ્ઞાથી તેમના શિષ્ય વૈશંપાયનમુનિએ સર્વને મહાભારત સંભળાવ્યું, ત્યારથી આ લોકમાં સર્વ જગાએ તેનો પ્રચાર થયો.

આ મહાગ્રંથનું નામ મહાભારત પડવાનું કારણ આ પ્રમાણે છેઃ—કૌરવપાંડવોના પૂર્વજ દુષ્યંત રાજા હતા. તેમના પુત્રનું નામ ભરત હતું. આ મહાગ્રંથમાં એજ ભરત રાજાના વંશનું વર્ણન છે. તેથી તેનું નામ 'ભારત' પડ્યું. વળી એ નામને લીધેજ આ મહા વિશાળ દેશનું નામ ભારત યા 'ભારતવર્ષ' પડ્યું છે. આ ભારની જ્યારે ચારે વેદો સાથે તુલના થવા લાગી ત્યારે ભારત વેદો કરતાં મોટું અને ભારે થયું. તેથી તેનું નામ 'મહાભારત' પડ્યું.

મહાભારત બધી બાબતમાં શ્રેષ્ઠ ગ્રંથ છે. તે જેવો ધાર્મિક છે તેવોજ સામાજિક, ઐતિહાસિક અને નૈતિક પણ છે. વેદવ્યાસે પોતેજ તેનાં નીચે પ્રમાણે વખાણ કર્યાં છેઃ—

"આ મહાભારત ઘણુંજ સુંદર અને પવિત્ર છે. આ મહાભારતની કથાઓ સાંભળ્યા પછી બીજું શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા થતી નથી. તેમાં દેવતા, મુનિ, ઋષિ વગેરેની સુંદર સુંદર અને ઉપદેશ આપનારી ઘણીઘણી કથાઓ છે. વળી તેમાં ભગવાન વિષ્ણુ તથા શિવજીનાં અપૂર્વ ચરિત્રનાં વર્ણનો પણ કરવામાં આવ્યાં છે. **મહાભારતની કથાઓમાં જે વાત નથી તે બીજે ક્યાંય નથી.**"



# भरतवंश अने महाभारतनी सार-कथा

આદિ પુરુષ બ્રહ્માજીની દશમી પેઢીએ પુરુ રાજાનો જન્મ થયો હતો. તેથી મહાભારતમાં તેને પૌરવ અર્થાત્ પુરુવંશી કહેવામાં આવે છે. તેજ પુરુની અઢારમી પેઢીએ દુષ્યંત રાજા થયા. તેમની સ્ત્રીનું નામ શકુંતલા હતું. તેના ગર્ભથી ભરત રાજાનો જન્મ થયો. અને તેના નામથી ભરતકુળ ઉત્પન્ન થયું. ભરતના પ્રપૌત્રનું નામ હસ્તિ હતું. તેણે એક શહેર વસાવ્યું અને તેનું નામ હસ્તિનાપૂર રાખ્યું. એજ શહેર કૌરવપાંડવોની રાજધાની હતું. હાલમાં તે પ્રાચીન શહેરનું નામ દિલ્હી છે. હસ્તિ રાજાના પૌત્રનું નામ અજમીઢ હતું અને તેના પૌત્રનું નામ કુરુ હતું. ધર્માત્મા કુરુ રાજાએ કુરુ નામના વનમાં તપસ્યા કરી હતી તેથી તેનું નામ કુરુક્ષેત્ર પડયું અને એ કુરુ રાજાના વંશજો કૌરવો કહેવાયા.

કુરુ રાજાની પાંચમી પેઢીએ રાજા પ્રતીપ થયો. તેના પુત્રનું નામ શાંતનુ હતું. તેને દેવવ્રત નામનો પુત્ર થયો. તેણે પોતાના પિતાને પ્રસન્ન કરવા માટે આખી જિંદગી સુધી બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લીધી હતી અને ત્યારથી તેનું નામ ભીષ્મ પડયું હતું. શાંતનુ રાજાને બીજી સ્ત્રીથી બે પુત્ર થયા. એકનું નામ ચિત્રાંગદ અને બીજાનું નામ વિચિત્રવીર્ય. વિચિત્રવીર્યને ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર એમ ત્રણ પુત્રો થયા. ધૃતરાષ્ટ્ર જન્મથી અંધ હતા. તેથી પાંડુ રાજા થયા. તે પાંડુ ભરતની સત્તરમી પેઢીએ થયા હતા. ધૃતરાષ્ટ્રને ગાંધારી નામની પત્નીથી દુર્યોધન વગેરે સો દીકરા થયા. અને પાંડુને કુંતી નામની મોટી સ્ત્રીથી યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન તથા નાની સ્ત્રી માદ્રીથી નકુળ અને સહદેવ થયા. જો કે ધૃતરાષ્ટ્ર અને પાંડુ બન્નેજ કુરુવંશના હતા; છતાં

પણ દુર્યોધન વગેરે કૌરવના નામથી અને યુધિષ્ઠિર વગેરે **પાંડવના નામથી પ્રસિદ્ધ થયા.** વિદુર ઘણાજ ધર્માત્મા હતા અને તેમને રાજ્ય સાથે કશોય સંબંધ ન હતો.

**મહાભારત એ ઘણોજ મોટો ગ્રંથ છે,** તેમાં અઢાર પર્વ અથવા ખંડ છે અને **એક લાખ શ્લોક છે.** તે મહાભારતમાં કૌરવો અને પાંડવો વચ્ચે રાજ્ય માટે જે લઢાઈ થઇ તેનું શરૂથી તે અંત સુધીનું સરસ સુંદર વર્ણન છે. તેમાં વચ્ચે વચ્ચે પ્રસંગોપાત્ત બીજાં બીજાં શાસ્ત્રપુરાણોની વાતોનાં દૃષ્ટાંત, તેમજ ઉદાહરણો ગૂંથી લઇને રસિક વર્ણન કરવામાં આવ્યું છે.

પાંડુ રાજાના મરણ પછી યુધિષ્ઠિરને રાજ્ય મળ્યું એ દુર્યોધનથી સાંખી શકાયું નહિ. ધૃતરાષ્ટ્રના સો પુત્રોમાં દુર્યોધન મોટો અને મહાદુષ્ટ હતો. તેણે યુધિષ્ઠિરને જુગારમાં હરાવી તેમનું સર્વ કંઇ છીનવી લીધું અને તેમને બાર વરસ વનવાસ મોકલ્યા. પાંડવોને વનમાં બહુ દુઃખ પડયું. તેમણે વનવાસમાંથી પાછા આવી દુર્યોધન પાસે રાજ્ય માગ્યું. પણ તેણે તે ન આપ્યું. શ્રીકૃષ્ણભગવાને તેને બહુ બહુ સમજાવ્યો પટાવ્યો છતાં પણ તેણે કંઇજ માન્યું નહિ. આખરે બન્ને બાજુએથી લઢાઇની તૈયારી થઇ. ભારતવર્ષના સઘળા રાજામહારાજાઓ કોઈ પાંડવો તરફ તો કોઇ કૌરવો તરફ એમ બે પક્ષમાં વહેંચાઈ ગયા. કુરુક્ષેત્રના મેદાનમાં મહાજંગ મચ્યો. પાંડવો ધર્માત્મા, સુશીલ અને સજ્જન હતા. **તેથી શ્રીકૃષ્ણ ભગવાને તેમનો પક્ષ લીધો. તેમની સહાયથી કૌરવોનો નાશ અને પાંડવોનો વિજય થયો, એ મહાભારતની કથાનો સાર છે.**

---




# भारतीय नीतिकथाओ

## ૧-પરિશ્રમથી વિદ્યા ભણવા વિષે

(ઇન્દ્ર અને યવક્રીતની વાર્તા)

ભારદ્વાજ મુનિને એક પુત્ર હતો, તેનું નામ યવક્રીત. હતું તેને ભણ્યા વિનાજ સર્વ વેદો જાણી લેવાની ઇચ્છા થઈ; તેથી તેણે મહાન તપ આદર્યું. તેની એ ભારે તપશ્ચર્યાથી ઇન્દ્ર પ્રસન્ન થયા અને તેની પાસે હાજર થઈ પૂછ્યું કે, "તેં શા માટે તપ આદર્યું છે?" યવક્રીતે કહ્યું: "મહારાજ! મારે ભણ્યા સિવાય સર્વ વેદો જાણવા છે અને તે માટેજ હું તપ કરું છું. મારી ઇચ્છા છે કે તપના બળથીજ મને બધી વિદ્યા આવડી જાય અને મારે ભણવાની ગડમથલમાં પડવું પડે નહિ. ભણવામાં બહુ વખત જાય તે મને રુચતું નથી." ઇન્દ્રે કહ્યું: "તું ભણ્યા સિવાય વિદ્યા ભણવા માટે જે તપ કરે છે તે યોગ્ય નથી. તપથી તું સર્વ કંઈ જાણી શકીશ ખરો; પણ એ જ્ઞાન ઉત્તમ પ્રકારનું નહિ હોય. વિદ્યા

તો ગુરુ પાસેથી ભણવી જોઈએ. ગુરુના ઉપદેશ વિના સારી રીતે વિદ્યા આવડતી નથી અને આવડે તો પણ બહુ ફળદાયી નીવડતી નથી. ભણવાની તારી આ રીત યોગ્ય નથી; માટે તપ કરવું છોડી દઇને ગુરુ પાસે જા અને વેદવિદ્યા શીખ. ભણવાની સાથે સાથેજ તું તપ આચરે એ ઉત્તમ છે. એથી તારામાં સુસંસ્કાર વધશે અને તું જલદી વિદ્યા ભણી શકીશ."

આ પ્રમાણે ઇન્દ્ર સમજાવી ગયા તો પણ યવક્રીતે પોતાનું તપ છોડયું નહિ. પછી જ્યારે યવક્રીતને તપ કરતાં કરતાં કેટલોક સમય નીકળી ગયો, ત્યારે ફરી પાછા ઇન્દ્ર આવ્યા અને તપ કરવું છોડી દેવા તેને બહુ બહુ સમજાવ્યો અને કહ્યું કે, "તું તારા પિતા પાસે જઇને વેદ શીખ. તારે બીજે કંઈ જવું નહિ પડે અને વધારે મહેનત પણ નહિ કરવી પડે. આ રીતેજ તું વેદ શીખી શકીશ, બીજી રીતે નહિ." યવક્રીતે ઇન્દ્રનો આગ્રહ જોઈને કહ્યું કે, "મેં આપને એક વાર કહી દીધું છે અને ફરીથી પણ કહું છું કે, હું ભણવા નથી માગતો. જો હું ભણ્યા વિના વેદ નહિ જાણી શકું તો તપ કરતાં કરતાં પ્રાણ છોડીશ દઇશ." ઇન્દ્રે યવક્રીતની આવી હઠ જોઈને વિચાર્યું કે, આ છોકરો કંઈ સમજાવ્યો સમજે તેમ નથી. માટે કોઇ એવો ઉપાય કરવો જોઇએ કે જેથી એ તપ છોડીને ભણવામાં ચિત્ત પરોવે.

એક દિવસ ઇન્દ્ર બ્રાહ્મણનો વેશ લઈને જ્યાં યવક્રીત હંમેશાં નાહવા જતો હતો ત્યાં ગંગાતટે ગયા. જ્યારે તે ઘાટ ઉપર પહોંચ્યો ત્યારે ઇન્દ્ર ઘણી ઝડપથી મૂઠીએ મૂઠીએ રેતી ગંગાજીમાં નાખવા લાગ્યા. એ બ્રાહ્મણને આમ કરતો જોઈ યવક્રીત

બહુ આશ્ચર્ય પામ્યો, પણ એ બ્રાહ્મણ પરસેવાથી ભીંજાઈ જવા છતાં આટલી બધી તનતોડ મહેનત શા માટે કરી રહ્યો છે, તેની તેને સમજણ પડી નહિ. તેનાથી ચૂપ રહેવાયું નહિ, એટલે તેણે હસતાં હસતાં પૂછ્યું કે, "હે બ્રહ્મદેવ! આપ ગંગાજીમાં મૂઠીએ મૂઠીએ રેતી શા માટે નાખી રહ્યા છો?"

ઇન્દ્રે કહ્યું: "ગંગામાં રેતી નાખીને હું પુલ બાંધવા ઇચ્છું છું. કેમકે માણસોને પાર જતાં બહુ દુઃખ પડે છે." યવક્રીતે કહ્યું: "આપનું આ કાર્ય નિરર્થક છે, એમ તે કાંઈ ગંગા જેવી મહાનદી પર પુલ બંધાતો હશે? આપ આ નિરર્થક કામ છોડી દઈ બીજો કંઇ ઘટિત ઉપાય કરો." આ સાંભળીને ઇન્દ્રે કહ્યું કે, "તમે જો ભણ્યાગણ્યા સિવાયજ વેદ શીખવા ઇચ્છો છો તો પછી આમ રેતી નાખીને પુલ શા સારુ નહિ બાંધી શકાય? જ્યારે તમારે માટે એ અયોગ્ય કાર્ય નથી, તો મારે માટે આ પણ અયોગ્ય નથી. જો તમે તપથી સર્વ કાંઈ ભણી શકશો, તો પછી હું રેતીથી પુલ કેમ નહિ બાંધી શકું?"

હવે બધી વાત યવક્રીતના સમજ્યામાં આવી ગઈ. તેણે એ બ્રાહ્મણને ઓળખી લીધા કે એ બીજા કોઈ નહિ પણ ઇન્દ્રજ છે. તેણે કહ્યું: "જો આપની જેમ મારું કામ નિરર્થક છે તો હું તેને આજથી છોડી દઉં છું. હવે આપ જેમ કહો તેમ કરવાને તૈયાર છું." ઇન્દ્રે કહ્યું: "જે કામને માટે જે ઉદ્યોગ આવશ્યક છે, એજ કરવો જોઇએ. શક્તિને સારી રીતે યોજીને યોગ્ય કાર્ય કરવાથીજ સર્વ કાર્યો ફળદાયી નીવડે છે. કોઈ પણ કામમાં નકામી ઉતાવળ કરવી કામની નથી. વિચાર કરીને કાર્ય કરવાથીજ

સર્વ કાર્યો સફળ થઈ શકે છે. માટે વગર મહેનતે ભણવા માટે તું જે તપ કરી રહ્યો છે, તે છોડી દે અને તારા પિતા પાસેથી વેદવિદ્યા શીખ. તું જરૂર સમર્થ વિદ્વાન થઈશ." ત્યાર પછી યવક્રીત ઇન્દ્રના ઉપદેશ પ્રમાણેજ વર્ત્યો અને થોડાજ સમયમાં તે એક સમર્થ વિદ્વાન બની ગયો.

## ૨—એકાગ્રતા અથવા મન લગાડવા વિષે

### ( દ્રોણાચાર્ય અને અર્જુનની વાર્તા )

દ્રોણાચાર્ય પાંડવો અને કૌરવોના શસ્ત્રગુરુ હતા. તેમની પાસેથી પાંચ પાંડવો તથા દુર્યોધન, કર્ણ વગેરે વિવિધ પ્રકારની અસ્ત્રવિદ્યા શીખ્યા હતા. એક વખત દ્રોણાચાર્યને પોતાના શિષ્યોની પરીક્ષા લેવાનું મન થયું. તેમણે એક કારીગર પાસે લાકડાનું એક આસમાની રંગનું પક્ષી કરાવ્યું અને તેને એક ઝાડની ઊંચામાં ઊંચી ડાળીએ ટીંગાડ્યું. પછી તેમણે સર્વ રાજકુમારોને ભેગા કર્યા.

બધા રાજકુમારો આવી પહોંચ્યા એટલે દ્રોણાચાર્યે કહ્યું: "હે રાજકુમારો! તમે પોતપોતાનું ધનુષ્યબાણ લઇને મારી આજ્ઞા પાળવા તૈયાર થઈ જાઓ. હું એક પછી એકને આજ્ઞા દઇશ. મારી આજ્ઞા થતાંજ તમારે આ પક્ષીની ગરદન બાણથી ઉડાવી દેવાની છે."

પ્રથમ તેમણે યુધિષ્ઠિરને કહ્યું: "હે ધર્મરાજ! તમે ધનુષ્ય ચડાવીને તૈયાર થાઓ અને આજ્ઞા મળતાંજ બાણ છોડજો."

આ સાંભળીને યુધિષ્ઠિર સજ્જ થઈ ગયા અને નિશાન તાકીને દ્રોણગુરુની આજ્ઞાની રાહ જોવા લાગ્યા. યુધિષ્ઠિરને તૈયાર થયેલા જોઈ દ્રોણગુરુએ તેમને પૂછ્યું: "તમે આ ઝાડ ઉપરના પક્ષીને દેખો છો?" યુધિષ્ઠિરે કહ્યું: "હા, હું દેખું છું." પછી દ્રોણગુરુએ પૂછ્યું: "તમે આ વૃક્ષને, મને અને બીજા ભાઇઓને દેખો છો?" યુધિષ્ઠિરે કહ્યું: "ભગવન્! હું આ ઝાડને, આપને, અન્ય ભાઇઓને અને આ પક્ષીને પણ દેખું છું."

આ સાંભળીને દ્રોણગુરુ નારાજ થઈ ગયા અને તેમણે યુધિષ્ઠિરને કહ્યું: "ચાલ્યા જાઓ, તમારાથી એ નિશાન નહિ પાડી શકાય." આ પ્રમાણે યુધિષ્ઠિરને તિરસ્કારથી કાઢી મૂકી દ્રોણગુરુએ દુર્યોધન વગેરે રાજકુમારોને પણ એક એક એજ પ્રશ્ન પૂછયાં; પણ કોઈ તેમને રુચે તેવો જવાબ આપી શકયા નહિ, એટલે તેમણે બધાને તિરસ્કારીને કાઢી મૂકયા.

પછી દ્રોણે પ્રસન્નમુખ અર્જુનને કહ્યું: "બેટા! હવે તારો વારો છે. જોજે મારું નામ ન લજવતો. તું મારી તરફ બહુ શ્રદ્ધા અને ભક્તિભાવ રાખીને બહુ મહેનતથી અને પ્રેમથી બાણ ચલાવતાં શીખ્યો છે. માટે બરાબર હોશિયારી બતાવજે. ચાલ, હવે તું તૈયાર થા અને બરાબર નિશાન તાકી મારી આજ્ઞાની રાહ જો."

અર્જુન સજ્જ થઇને બેઠો એટલે દ્રોણગુરુએ બીજાઓની પેઠે તેને પણ એજ પ્રશ્ન પૂછયો કે, "બેટા! ઝાડને, ભાઇઓને અને મને તું જુએ છે કે?" અર્જુને ઉત્તર આપ્યો: "ગુરુજી! હું નથી દેખતો આપને કે આ ઝાડને કે મારા ભાઈઓને; માત્ર

પેલા એક પક્ષીનેજ હું જોઉં છું; મને એ એક પક્ષીજ દેખાય છે. બીજું કંઈજ દેખાતું નથી." દ્રોણે ફરી પ્રસન્ન મનથી પ્રશ્ન પૂછયો: "બેટા! તું પક્ષીને સારી રીતે જોઈ શકે છે?" અર્જુને કહ્યું: "ના ગુરુજી! હું આખા પક્ષીને કે તેના કોઈ અંગને જોઈ શકતો નથી; મને તો તેનું માથુંજ દેખાય છે." દ્રોણે આ સાંભળીને આજ્ઞા આપી કે, "બેટા! જો એમજ છે, તો બાણ છોડ."

ગુરુજીની આજ્ઞા મળતાંજ અર્જુને બાણ છોડયું એટલે તરતજ તે પક્ષીનું મસ્તક છેદાઈ ગયું અને તે પક્ષી પૃથ્વી પર પડયું. આ જોઈને દ્રોણગુરુએ પ્રસન્નતાથી અર્જુનને છાતીસરસો ચાંપીને બહુ બહુ આશીર્વાદ દીધા. ખરેખર! અર્જુનની એકાગ્રતા સર્વ કોઈને માટે અનુકરણીય છે.

## ૩–પિતૃભક્તિ અને બ્રહ્મચર્ય

### (ભીષ્મ અને દાસરાજાની વાર્તા)

મહારાજ શાંતનુને દેવવ્રત નામનો એકનો એકજ પુત્ર હતો. તે મહાવીર, ધર્માત્મા, તેજસ્વી, ગુણવાન અને મહા વિદ્વાન હતો. એ પુત્રરત્નને વિદ્યા, બળ, બુદ્ધિ અને ગુણવાળો જોઇને શાંતનુ રાજાએ સૌ સ્નેહી–સંબંધીઓને એકત્ર કરી ભારે ઉત્સવ કરીને તેને યુવરાજ બનાવ્યો. દેવવ્રતે યુવરાજ થઇને પોતાના સદ્વર્તનથી પિતા, કૌરવો તથા આખા દેશને પ્રસન્ન કરી મૂકયો અને થોડાજ સમયમાં તે સર્વને વહાલો થઈ પડ્યો.

એક દિવસ શાંતનુ યમુના નદીને કિનારે એક જંગલમાં

ફરતા હતા. એવામાં એક દિશાએથી મધુર મધુર સુગંધી પવન આવવા લાગ્યો. રાજા એ દિશા તરફ ચાલ્યા અને જુએ છે તો એક ખૂબસૂરત કન્યા યમુનાકિનારે ઊભી છે અને તેના શરીરમાંથી મીઠી સુગંધ વહી રહી છે. રાજાએ તેને પૂછ્યું કે, "તું કોણ છે, કોની પુત્રી છે અને અહીં તું શું કરે છે?" તેણે કહ્યું: "હું દાસરાજની કન્યા છું અને પિતાની આજ્ઞાથી હોડી હંકારવાનું કામ કરું છું." શાંતનુ રાજા એ કન્યાનાં મનોહર રૂપ, લાવણ્ય અને સૌન્દર્યથી મોહિત થઇને લગ્ન કરવાની ઇચ્છાથી તેના પિતાની પાસે ગયો.

દાસરાજ રાજાને અચાનક પોતાને ઘેર આવેલા જોઈ બહુ ખુશી થયો અને આશ્ચર્ય પામ્યો. તેણે ઝટપટ ઊઠીને રાજાનો યોગ્ય આદરસત્કાર કર્યો અને તેમના આગળ હાથ જોડીને પૂછવા લાગ્યો: "મહારાજ! આજે આપનાં પગલાંથી મારી ગરીબની ઝૂંપડી પાવન થઈ, શી આજ્ઞા છે?" રાજા શાંતનુએ પોતાના આવવાનું કારણ કહી સંભળાવ્યું. દાસરાજ એ સાંભળી પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો અને પોતાની પુત્રી રાજ–રાણી થશે એ વિચારે તે ખૂબ પ્રસન્ન થયો, પણ તે આનંદમાં ફુલાઇ ન ગયો. કન્યાના પિતા તરીકેનું પોતાનું કર્તવ્ય તે ન ભૂલ્યો. તેણે પોતાની પુત્રીના સુખસૌભાગ્યનો વિચાર કરી રાજાને કહ્યું કે, "મહારાજ! કન્યાનો જન્મ થયો છે એટલે તેને કોઇને તો દેવાનીજ છે ને? જો આપ આ કન્યાને ઇચ્છતા હો તો હું આપને તે જરૂર આપીશ, પણ મારો એક મનોરથ છે. આશા છે કે આપ તે પૂર્ણ કરશો. મારી ઇચ્છા છે કે, આ

કન્યાના ગર્ભથી જે પુત્ર જન્મે તેજ રાજ્યનો અધિકારી થાય. જો આપ આ પ્રતિજ્ઞા કરો તો હું કન્યાદાન દેવા તૈયાર છું." રાજા પોતાના સદ્‌ગુણસંપન્ન પ્રિય પુત્ર દેવવ્રતનો વિચાર કરીને તેની અભિલાષા પૂરી કરી શક્યા નહિ અને એ કન્યાને લીધા સિવાયજ નિરાશ થઈ ઘેર પાછા આવ્યા.

મહારાજ શાંતનુ ઘેર આવીને પણ એ કુમારિકાને ભૂલી શક્યા નહિ. રાતદિવસ એનાજ વિચારમાં તેમનું મન ચોટી રહેતું અને દિવસે દિવસે તેમના મુખ પર ઉદાસીનતા છવાતી હતી. પિતૃભક્ત દેવવ્રતથી પોતાના પિતાનું આ દુઃખ જ્યારે જોઈ શકાયું નહિ, ત્યારે તે પિતાના મનની વાત જાણવા બહુજ આકુળવ્યાકુળ થઈ ગયો. તે વૃદ્ધ પ્રધાન પાસે ગયો અને પિતાજીના માનસિક દુઃખનું કારણ પૂછ્યું. પ્રધાને સઘળી હકીકત કહી; એટલે દેવવ્રત કેટલાક ક્ષત્રિયોને સાથે લઈ દાસ-રાજની પાસે જઈ પહોંચ્યો અને તેની કન્યાની સાથે પોતાના પિતાનો વિવાહ કરવાની માગણી કરી. તેણે રાજકુમારનો યથાયોગ્ય આદરસત્કાર કરીને કહ્યુંઃ "હે ભરતકુલદીપક! આપના જેવો કોઈ પણ રાજાનો પુત્ર મેં જોયો નથી. પુત્રે પિતાને માટે જે કરવું જોઇએ તે આપે કર્યું છે. આપની જેવી ઇચ્છા હોઈ તેમ કરવાને હું તૈયાર છું. એમાં મારું ભારે ગૌરવ રહેલું છે. ઇન્દ્રને પણ જો આવો સંબંધ કરવાનો વખત આવે તો તે પણ તેમ કરવાને ના ન પાડે. પણ કન્યાના પિતા તરીકે મારે એક વાત કહેવી જોઈએ તે એ કે, આ કન્યાથી જે કોઈ પુત્ર જન્મે તેને અને આપને રાજ્ય માટે રખેને ઝગડો

થાય! આપની સામે કોઈ દેવતા પણ યુદ્ધમાં ન નભી શકે, તો પછી આ કન્યાનો પુત્ર તો શી વિસાતમાં? મારી ખાસ ઇચ્છા છે કે, આ કન્યાને જે પુત્ર જન્મે તેજ રાજા થાય."

આ વચન સાંભળીને દેવવ્રતે સર્વ ક્ષત્રિયો સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, "હે દાસરાજ! સાંભળો, હું નિશ્ચયપૂર્વક કહું છું કે, એ કન્યાથી જે પુત્ર થશે એજ રાજા થશે. હું રાજ્ય નહિ લઉં." આ સાંભળીને પણ દાસરાજને સંતોષ ન થયો અને તેણે કહ્યું કે, "હું આપના સત્યવચન ઉપર વિશ્વાસ રાખું છું, પણ આપનો જે પુત્ર થશે તે આ કન્યાના પુત્રને રાજા નહિ થવા દે. હવે મારા મનમાં આ શંકા ઉત્પન્ન થઈ છે." દાસરાજની આ વાત સાંભળીને ફરીથી સર્વ ક્ષત્રિયો સમક્ષ દેવવ્રતે કહ્યું કે, "હું રાજ્ય તો પહેલેથી છોડી ચૂક્યો છું. હવે હું બીજી પ્રતિજ્ઞા કરું છું કે, અત્યારથી હું બ્રહ્મચર્યવ્રત ધારણ કરું છું અને મારું એ વ્રત જીવનપર્યંત અચળ રહેશે."

આ સાંભળી પ્રસન્નચિત્તે દાસરાજે પોતાની કન્યા આપી. દેવવ્રત માતા તરીકે વંદન કરીને એ કન્યાને રથમાં બેસાડી પિતાજીની પાસે લઈ ગયો અને બધી હકીકત કહી સંભળાવી. રાજા શાંતનુ પુત્રની આ અસાધારણ પિતૃભક્તિ અને ભીષ્મ પ્રતિજ્ઞા સાંભળીને અત્યંત પ્રસન્ન થયા અને તેને આશીર્વાદ આપ્યો કે, "બેટા! તું મૃત્યુ માગીશ ત્યારેજ તારું મૃત્યુ થશે; જ્યાં સુધી તું એવી ઇચ્છા નહિ કરે ત્યાં સુધી મૃત્યુ તને સતાવી શકશે નહિ." આ રીતે ભીષ્મ અર્થાત્ દૃઢ પ્રતિજ્ઞા કરવાથી અને તેનું જીવનભર પાલન કરવાથી દેવવ્રત 'ભીષ્મ' કહેવાયા.

# ૪—ગુરુભક્તિ

## (ધૌમ્ય અને આરુણીની વાર્તા)

ધૌમ્ય નામના એક સમર્થ મહાત્મા હતા. તેમણે કઠિન તપ કરીને ખૂબ પ્રસિદ્ધિ મેળવી હતી. તેમને ત્યાં કેટલાય વિદ્યાર્થીઓ ભણતા હતા. તેમાં આરુણી નામનો પણ એક શિષ્ય હતો. ધૌમ્ય ઋષિને તેની ગુરુભક્તિની પરીક્ષા લેવાનું મન થયું. એક દિવસ તેમણે આરુણીને કહ્યું: "બેટા! ખેતરમાં જઇને પાળ બાંધી આવ." ગુરુજીની આજ્ઞા મળતાંજ આરુણી ખેતરમાં ગયો અને જોયું તો પાણી ખૂબ જોસબંધ વહી રહ્યું છે.

આરુણી માટી નાખી નાખીને પાળ બાંધવા લાગ્યો, પણ પાણીનું જોસ એટલું બધું હતું કે, આરુણી માટી નાખે તે બધીય વહી જતી હતી. આ પ્રમાણે ઘણી વાર મહેનત કરી પણ તે પાળ બાંધી શક્યો નહિ. આખરે તે પોતેજ પાણી રોકાય તેવી રીતે સૂઈ ગયો. તેના સૂઈ જવાથી બહુ પાણી રોકાયું અને ગુરુના ખેતરમાં ચડવા લાગ્યું. પાણીમાં પડી રહેવાથી તેનું શરીર ખૂબ ઠંડું થઈ ગયું એટલે તે ત્યાંથી થોડી વાર દૂર ખસી ગયો. પણ એટલામાં તો ખેતરનું પાણી ઊતરવા લાગ્યું, એટલે પાછો તે ત્યાંજ સૂઈ ગયો. એમ કરતાં કરતાં સાંજ પડી ગઈ.

સંધ્યાકાળે સૌ ભેગા થયા ત્યારે ધૌમ્ય ઋષિએ આરુણીને નહિ જોવાથી બીજા શિષ્યોને પૂછ્યું: "સાંજ તો પડી ગઈ, પણ આજે આરુણી કેમ નથી આવ્યો? અત્યાર સુધી તે ક્યાં રોકાયો

હશે ?" શિષ્યોએ કહ્યું: "ગુરુજી! આપેજ તેને ખેતરમાં પાણી રોકવા મોકલ્યો છે." હવે ગુરુજીને યાદ આવ્યું અને તેઓ શિષ્યોને સાથે લઇ આરુણી પાણી ખાળતો પડયો હતો ત્યાં જવા નીકળ્યા. ગુરુએ ખેતરમાં જઇને બૂમ પાડી કે, "બેટા આરુણી! તું ક્યાં છે? અત્યાર સુધી ઘેર કેમ નથી આવ્યો? તું જ્યાં હોય ત્યાંથી મારી પાસે જલદી આવ."

ગુરુજીનું આવું વચન સાંભળીને આરુણી પાળ પાસેથી ઊઠ્યો અને તેમની પાસે આવ્યો. ગુરુજીએ પૂછ્યું: "બેટા! અત્યાર સુધી તું ખેતરમાં શું કરતો હતો?" તે હાથ જોડીને બોલ્યો: "ગુરુજી! ખેતરનું પાણી માટી નાખતાં કોઈ રીતે રોકાયું નહિ, એટલે હુંજ પાણી આડો પડીને તેને વહી જતું અટકાવી રહ્યો હતો. આપની આજ્ઞા સાંભળતાંજ પાણી વહેતું મૂકીને આવ્યો છું. હવે હું પાછો જાઉં છું નહિ તો બધું પાણી વહી જશે."

ધૌમ્યે તેને પાછો જતો અટકાવ્યો અને તેની ગુરુભક્તિથી પ્રસન્ન થઇને કહ્યું: "બેટા! હું તને આશીર્વાદ આપું છું કે તું સમર્થ પંડિત થઈશ. આજથી તારું નામ ઉદ્દાલક કહેવાશે અને એ નામથીજ તું જગતમાં પ્રસિદ્ધ થઈશ." પછી ઉદ્દાલક ગુરુની આજ્ઞા પાળતો પાળતો સુખદુઃખ ભૂલીને ખૂબ પરિશ્રમથી વિદ્યા ભણ્યો અને થોડાજ વખતમાં ગુરુજીની કૃપાથી સમર્થ વિદ્વાન થઈ ગયો.



# ૫—માતાપિતાની ભક્તિનો મહિમા

## (ધર્મવ્યાધ અને બ્રાહ્મણની વાર્તા)

કૌશિક નામના એક તપસ્વી બ્રાહ્મણ હતા. તેમને થોડા તપમાંજ અભિમાન આવી ગયું હતું. પણ એક પતિવ્રતાએ તેમનું આ અભિમાન ટાળી દીધું હતું અને તેમને બતાવી આપ્યું હતું કે, તેમને હજી યથાર્થ જ્ઞાન થયું નથી. તે પતિવ્રતાએ તેમને કહ્યું હતું કે, "જો સત્ય ધર્મનું રહસ્ય જાણવા ઇચ્છતા હો તો મિથિલાનગરીમાં ધર્મવ્યાધ પાસે જાઓ. તે માતાપિતાનો પરમભક્ત, સત્યવાદી અને જિતેન્દ્રિય છે. તે આપને ધર્મનું તત્ત્વ સમજાવશે."

કૌશિક બ્રાહ્મણને આ સાંભળી ભારે આશ્ચર્ય થયું. અને તે મિથિલાનગરીમાં એ પારધીની પાસે ગયા. ત્યાં તેમણે જે જોયું તે ઉપરથી તો તેમને વધારે આશ્ચર્ય થયું. એક પારધી પોતાની દુકાને બેઠો બેઠો માંસ વેચતો હતો. કૌશિક એક બાજુએ ઊભા રહ્યા. પારધી બ્રાહ્મણની સર્વ વાત સમજી જઈ ઊઠીને ઊભો થયો અને પરમ ભક્તિભાવથી પ્રણામ કરીને કહ્યું: "સેવકને શી આજ્ઞા છે? આપને પેલી પતિવ્રતા સ્ત્રીએ મોકલ્યા છે તે મને માલૂમ છે." કૌશિક પહેલેથીજ આશ્ચર્ય પામેલા તો હતાજ, આ સાંભળી તેઓ વધારે આશ્ચર્ય પામ્યા. પછી પારધી તેમને પોતાને ઘેર લઈ ગયો અને યથોચિત સત્કારથી તેમને સંતુષ્ટ કર્યા. સ્વસ્થ થયા પછી કૌશિકે કહ્યું: "ક્યાં આ

તમારો પવિત્ર માણસ જેવો વ્યવહાર અને ક્યાં આ માંસ વેચવું ! આ તો ભારે અઘટિત અને વિષમ કાર્ય છે."

પારધીએ કહ્યું: "હે બ્રહ્મદેવ ! હું મારા ધર્મ પ્રમાણે વડીલોથી જે કામધંધો ચાલતો આવ્યો છે તે કર્યા કરું છું. હું માંસ ખાતો નથી, પણ વેચું છું ખરો. અને યથાશક્તિ સત્કાર્યો પણ કરતો રહું છું. હું વૃદ્ધ અને ગુરુજનોની સેવા તથા સત્યનું પાલન કરું છું અને યથાશક્તિ દાન આપું છું. હું કોઈની નિંદા નથી કરતો તેમજ કોઈની ઈર્ષા કે દ્રોહ પણ નથી કરતો. જેઓ મારી નિંદા કરે છે અને જેઓ મારાં વખાણ કરે છે, તેઓ બન્ને સાથે હું સમાનતાથી વર્તું છું અને તેમને પ્રસન્ન રાખું છું. કોઇના કહ્યા વિના પણ હું બીજાનું ભલું કરું છું. કામ, ક્રોધ અને દ્વેષ વગેરેમાં ફસાઈને હું કોઈ દિવસ અધર્મ નથી કરતો. મારાથી જે કંઈ પાપકર્મ થાય છે, તેને માટે હું પશ્ચાત્તાપ કરું છું અને ફરીથી તેવું ન બને તેવો પ્રયત્ન કરું છું. સુખ અને દુઃખમાં હું સમાનપણે રહું છું." આ સાંભળી કૌશિકે કહ્યું કે, "તમારું કહેવું અક્ષરશઃ સત્ય છે, હવે મેં જાણ્યું કે તમે સર્વ કંઈ જાણો છો."

પારધીએ કહ્યું: "મહારાજ ! મેં જે ધર્મ પ્રમાણે વર્તીને આ સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તે આપ પ્રત્યક્ષ જોવા ઇચ્છતા હો તો મારી સાથે ચાલો." એમ કહીને તે પારધી એ બ્રાહ્મણને પોતાનાં માતપિતા પાસે લઈ ગયો. કૌશિકે ત્યાં જઈને જોયું તો પારધીનાં માતપિતા એક સુંદર આસન પર સંતુષ્ટ ચિત્તે બેઠાં હતાં. ધર્મવ્યાધ તેમને દેખતાંજ તેમના ચરણોમાં પડ્યો.

તેમણે પ્રેમપૂર્વક પુત્રને ઉઠાડીને કહ્યું: "બેટા, દીર્ઘાયુ થા, તું અમારો સત્પુત્ર છે. તું હંમેશાં યોગ્ય વખતે અમારી સર્વ પ્રકારે સેવાચાકરી કરે છે. દેવોની સમાન અમારી પૂજા કરે છે. તારા આ ભક્તિભાવથી અમે તારા ઉપર પરમ પ્રસન્ન છીએ." પછી ધર્મવ્યાધે તેમને કૌશિકની ઓળખાણ કરાવી. તેમણે પણ બ્રાહ્મણ જાણીને કૌશિકનું યથાયોગ્ય સન્માન કર્યું.

પારધીએ ફરીથી કૌશિકને કહ્યું: "ભગવન્! આ મારાં માતપિતા છે. તેમને હું દેવતા સમાન ગણું છું. દેવતા માટે જે કંઇ કરવામાં આવે છે તે સર્વ તેમને માટે કરું છું. સ્ત્રી, પુત્ર, સગાંવહાલાં, સ્નેહીસંબંધી, પરિવાર વગેરે મારું જે કંઇ છે તે બધું તેમની સેવા માટેજ છે. હું મારાજ હાથથી તેમને સ્નાન અને ભોજન કરાવું છું. તેમને કોઈ પણ વિરુદ્ધ વાત હું કહેતો નથી. હંમેશાં તેમને ઠીક લાગે તેવીજ વાતો કહું છું. આ પ્રમાણે માતપિતાની સેવા કરવાથી મને આ સિદ્ધિ પ્રાપ્ત થઈ અને હું આવો જ્ઞાની થયો છું. તેમનું દર્શન કરવાની એજ મતલબ છે કે, તમારું પણ ભલું થાય.

"તમે માતપિતાની આજ્ઞા વિના અને તેમને તજી દઈને વેદ ભણવા નીકળ્યા છો, એ એક ભારે અન્યાય કર્યો છે. એ વૃદ્ધ માતપિતા તમારા શોકથી આંધળાં થઈ ગયાં છે. જો તમે તરતજ ઘેર જઈને માતપિતાને પ્રસન્ન નહિ કરો, તો તમારાં સર્વ ધર્મકર્મો નાશ પામશે. મારા વિચાર પ્રમાણે તો માતપિતાની સેવાથી વધારે સારું કોઈ કામ નથી. માતપિતાની આજ્ઞા વિના કોઈ પણ કામ કરવું એ ઠીક નથી."

આ સાંભળીને કૌશિક કૃતાર્થ થયો અને ધર્મવ્યાધને ધન્યવાદ આપી કહ્યું કે, "મારું અહોભાગ્ય કે તમારો ભેટો થયો. હવે મારું કામ થઈ ગયું. હું ઘેર જાઉં છું. તમારું કલ્યાણ થાઓ." આ પ્રમાણે કહીને કૌશિક પોતાને ઘેર ગયો અને ભક્તિપૂર્વક માતપિતાની સેવા કરવા લાગ્યો.

---

# ૬—સુચારિત્ર્યની મહત્તા

## (ઇન્દ્ર અને પ્રહ્‌લાદની વાર્તા)

એક વખત ઇન્દ્ર બ્રાહ્મણનું રૂપ લઇને પ્રહ્‌લાદની પાસે આવ્યા અને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, "મહારાજ! મને સુખ મેળવવાનો ઉપાય બતાવો." પ્રહ્‌લાદે કહ્યું કે, "હે બ્રાહ્મણ-દેવતા! મારા ઉપર સર્વ બ્રાહ્મણો કૃપા રાખે છે અને મને જિતે-ન્દ્રિય અને સદાચારી જાણીને સુંદર ઉપદેશ અને સલાહ આપે છે. હું એ લોકોના ઉપદેશથીજ મારી જાતિનો રાજા થયો છું. તેથી સદાચારી બનીને નીતિ અનુસાર વર્તવા સિવાય સુખનો બીજો કોઇ પણ માર્ગ નથી."

બ્રાહ્મણવેશધારી ઇન્દ્ર પ્રહ્‌લાદને ત્યાં રહીને તેમની સેવા-ચાકરી કરવા લાગ્યા. જ્યારે તેમણે અનેક ઉપાયોથી પ્રહ્‌લાદને પ્રસન્ન કર્યા, ત્યારે પ્રહ્‌લાદે પ્રસન્ન ચિત્તે કહ્યું કે, "હે બ્રાહ્મણદે-વતા! હું આપના ઉપર પ્રસન્ન થયો છું. જે ઇચ્છા હોય તે વરદાન માગો." ઇન્દ્રે કહ્યું કે, "મહારાજ! જો આપ મારા ઉપર ખરેખર પ્રસન્ન થયા હો અને મારી ઇચ્છા પૂર્ણ કરવા ઇચ્છતા હો, તો

મને આપનું સુચારિત્ર્ય મળે એવું વરદાન આપો." બ્રાહ્મણની આવી પ્રાર્થના સાંભળીને પ્રહ્‌લાદ બહુ ખુશ થયા અને સાથે સાથે ડર્યા પણ ખરા. બ્રાહ્મણે ધનધાન્ય નહિ માગતાં એક સદ્‌ગુણ માગ્યો એથી તેઓ પ્રસન્ન થયા પણ 'મારામાંથી એ ગુણ જતો તો નહિ રહે?' એવી શંકાથી તે ડરવા લાગ્યા. પરન્તુ સત્ય વચન પાળવા ખાતર બ્રાહ્મણે જે વરદાન માગ્યું તેજ તેમણે આપ્યું. વરદાન આપ્યા પછી તેમનું મન બહુજ દુઃખી થયું અને તેઓ ઊંડી ચિંતામાં પડી ગયા. આ સમયે શું કરવું તે તેઓ કંઈજ સમજી શકયા નહિ.

એ વખતે પ્રહ્‌લાદના શરીરમાંથી એક તેજ નીકળ્યું. પ્રહ્‌લાદે તેને પૂછ્યું કે, "તું કોણ છે?" તેણે કહ્યું કે, "હું સુચારિત્ર્ય છું, આપે મને બીજાને આપેલું છે, એટલે હવે હું તેની પાસે જાઉં છું. જે બ્રાહ્મણે અત્યાર સુધી આપની સેવા કરીને મને પ્રાપ્ત કર્યું છે તેના શરીરમાં જઇને હવે હું રહીશ." સુચારિત્ર્ય એમ કહીને ઇન્દ્રના શરીરમાં પેસી ગયું.

એ પછી એક બીજું તેજ તેમના શરીરમાંથી નીકળ્યું. પ્રહ્‌લાદે પૂછ્યું કે, "ભાઈ! તું કોણ છે?" તેજ બોલ્યું કે, "હું ધર્મ છું, જ્યાં સુચારિત્ર્ય છે ત્યાં હું પણ રહું છું. સુચારિત્ર્ય પેલા બ્રાહ્મણ પાસે ગયું એટલે હવે હું પણ ત્યાં જાઉં છું."

આ પ્રમાણે કહીને ધર્મના ચાલ્યા ગયા પછી પ્રહ્‌લાદના શરીરમાંથી એક બીજું તેજ નીકળ્યું. પ્રહ્‌લાદના પૂછવાથી તેણે કહ્યું કે, "હું સત્ય છું, હવે આપને છોડીને ધર્મની પાછળ જાઉં છું." આ પ્રમાણે કહીને સત્યના ગયા પછી પ્રહ્‌લાદના શરીર-

માંથી એક મહાપરાક્રમી પુરુષ બહાર નીકળ્યો પ્રહ્લાદના પૂછવાથી તેણે કહ્યું કે, "હું સત્કાર્ય છું, જ્યાં સત્ય છે ત્યાંજ હું રહું છું." તેના પછી એક બીજું તેજ નીકળ્યું. તેને પૂછવાથી તેણે કહ્યું કે, "હું બળ છું, જ્યાં સત્કાર્ય છે ત્યાંજ હું રહું છું." એમ કહીને બળ પણ ચાલ્યું ગયું.

બળના ગયા પછી પ્રહ્લાદના શરીરમાંથી એક તેજોમયી દેવી નીકળ્યાં. પ્રહ્લાદે પૂછ્યું કે, "ભગવતી! તમે કોણ છો?" દેવીએ કહ્યું કે, "હું લક્ષ્મી છું, આટલા દિવસથી હું તમારી પાસે રહેતી હતી; તમે હવે મને છોડી દીધી છે. કેમકે જ્યાં બળ છે, ત્યાંજ હું રહું છું. તમે તમારા સુચારિત્ર્યથી ત્રણે લોક અને ધર્મને વશ કર્યા હતા. આ વાત જાણીને ઇન્દ્ર બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી તમારું સુચારિત્ર્ય લઈ ગયા છે. જ્યાં સુચારિત્ર્ય રહે છે ત્યાંજ ધર્મ, સત્ય, સત્કાર્ય, બળ અને હું (લક્ષ્મી) રહું છું. એ સર્વ સુચારિત્ર્યનાજ કબજામાં છે." કહેવાની મતલબ એ છે કે, જે સુચારિત્ર્યવાળો છે તેજ ધર્માત્મા, સત્યવાદી, સત્કાર્યકર્તા, બળવાન અને ધનવાન બને છે.

---

## ૭—સજ્જનતા

### (પાંડવ અને દુર્યોધનની વાર્તા)

જુગારમાં હારી જવાથી પાંડવો વનમાં રહેતા હતા, ત્યારે પણ દુર્યોધન જંપીને બેઠો નહોતો અને તેમને પજવવામાં બાકી રાખતો નહોતો. એક વખત તે વનવાસી પાંડવોને

પોતાની ધનદોલત અને મહત્તા બતાવવા માટે જ્યાં તેઓ રહેતા હતા ત્યાં પોતાનો સઘળો રાજસી સામાન લઇને જઈ પહોંચ્યો. પાંડવો એ વખતે એક સુંદર તળાવને કિનારે ઝૂંપડી બાંધીને રહેતા હતા; ત્યાં દુર્યોધને સુંદર મહેલ બાંધાવાની આજ્ઞા કરી. પણ તેના નોકરો ત્યાં મકાન ચણી શકયા નહિ. કેમકે તે તળાવ ઉપર ગંધર્વોનો અધિકાર હતો. તેમણે દુર્યોધનના નોકરોને ત્યાંથી હાંકી કાઢ્યા. જ્યારે આ સમાચાર દુર્યોધને જાણ્યા, ત્યારે તે ખૂબ ક્રોધે ભરાયો અને તેમની સાથે લઢવાને તત્પર થયો. ગંધર્વો અને કૌરવો સાથે ભયંકર યુદ્ધ થયું, પણ કૌરવોનું લશ્કર ગંધર્વો આગળ ટકી શક્યું નહિ. તેમનો વિજય થયો અને દુર્યોધન પોતાના ભાઇઓ અને સ્ત્રીઓ સાથે કેદી થયો. એટલે નાસી ગયેલા કૌરવો યુધિષ્ટિરને આશ્રયે આવ્યા અને દુર્યોધન વગેરે બાંધવોને છોડાવવાની વિનમ્રતાપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યા.

આ સાંભળીને ભીમે કહ્યું કે, "ઠીક થયું; અમે સેના એકઠી કરીને જે કામ કરત તે ગંધર્વોએ આપોઆપ કરી દીધું. તેમણે તો મારા ભાઇનું કામ કર્યું છે. અમે વનવનમાં ભટકીએ છીએ, પેટ ભરીને પૂરું ખાતા નથી, ટાઢતડકાનાં દુઃખો સહ્યા કરીએ છીએ અને એ લોકો મહેલમાં બેઠા બેઠા રાજભોગ ભોગવ્યા કરે છે. અને તેય જાણે ઓછું હોય તેમ અમને પોતાનો વૈભવ દેખાડવા અને ક્રૂરતાપૂર્વક મન દુઃખાવવા માટે અમારી પાછળ પાછળ ફર્યા કરે છે એ તે કોના ઘરનો ન્યાય? એવા દુષ્ટો તો એજ દાવના છે. આ પ્રમાણે કઠોર વચનોથી

કૌરવોની નિંદા કરતા ક્રોધી ભીમને જોઇને યુધિષ્ઠિરે ભીમને કહ્યું કે, "ભીમ! આ વખત નિંદા કરવાનો નથી. કૌરવો દુર્દશામાં આવી પડેલા છે અને તેઓ ભયભીત થઇને આપણે આશ્રયે આવેલા છે. આ વખતે તારે આવાં વચન કહેવાં યોગ્ય નથી. કુટુંબીઓમાં હંમેશાં ઝઘડા થાય છે, એ કંઈ નવી વાત નથી. તેથી આપણે આપણો કુળધર્મ છોડવો યોગ્ય નથી. જો આપણાં કુટુંબીઓ સાથે કોઈ બીજો શત્રુતા કરે, તો આપણે આપસનો વિરોધ છોડી દઈ તે વખતે શત્રુઓને હરાવવા માટેજ કમ્મર કસવી જોઇએ. જો કે આપણે અંદર અંદર એકબીજાના શત્રુ થયા છીએ, છતાં પણ આપણે બધા ભાઈઓ છીએ, એ બંધુભાવ આપણે કદી પણ ભૂલી જવો જોઇએ નહિ. આપણને વનવાસી અને દુઃખી જાણવા છતાં પણ દુર્યોધન વગેરેએ આપણું અપમાન કરવાની ઇચ્છા હજુ સુધી કર્યા કરી છે, છતાં પણ આપણા કુળને કલંક લાગવાનો સમય આવ્યો છે, એનો વિચાર કરીને દુર્યોધન અને સ્ત્રીઓને છોડાવવી એજ અત્યારે તો આપણું કર્તવ્ય છે. હવે સર્વ કંઈ ભૂલી જઈ તેમને છોડાવવાનો ઉપાય કરો. જુઓ, દુર્યોધન વગેરેના બધા રથો તૈયાર છે તેના પર બેસો અને સર્વ ભાઈઓને છોડાવવા જાઓ. હંમેશાં યાદ રાખવું જોઇએ કે, જો શત્રુ પણ શરણે આવી રક્ષા માટે પ્રાર્થના કરે તો તેને રક્ષણ આપવું જોઇએ. આ બધા તો ભાઈ છે, તો પછી એમાં તો કહેવાનુંજ શું? જે તમારો શત્રુ છે તેજ તમારી પાસે જીવન-રક્ષાની પ્રાર્થના કરે છે, એથી વધારે આનંદની વાત શી હોય?

તરતજ જાઓ, ગંધર્વો સાથે સંધિ કરી સર્વને છોડાવો અથવા સંધિથી ન છોડે તો યુદ્ધ કરીને જરૂર છોડાવી લાવો."

ભ્રાતૃભક્ત ભીમ તથા અર્જુન વગેરે યુધિષ્ઠિરની આજ્ઞા મળતાંજ ગંધર્વોની પાછળ પડયા અને તેમની સાથે લડાઇ કરી. ભયંકર યુદ્ધ થયા પછી ગંધર્વો હાર્યા અને પાંડવોને તાબે થયા. અંતે ગંધર્વોનો રાજા ચિત્રરથ અર્જુનને મળ્યો. અર્જુન જ્યારે ઇન્દ્ર પાસે શસ્ત્રવિદ્યા શીખવા ગયા હતા ત્યારથી ચિત્રરથ અને તેમને એકબીજા સાથે મિત્રતા હતી. અર્જુને ચિત્રરથને પૂછ્યું કે, "તમે સ્ત્રીઓ સાથે દુર્યોધનને શા માટે પકડ્યો ?" આ સાંભળી ચિત્રરથે કહ્યું કે, "તમે વન-વાસી થયા છો અને એ રાજભોગો ભોગવે છે. છતાં પણ તમને પોતાની સંપત્તિ અને મહત્તા દેખાડવા, દુર્યોધન અને બીજી સ્ત્રીઓ દ્રૌપદીની મશ્કરી કરવા આવી હતી. એમ જાણીને ઇન્દ્રે તેમને પકડી જવાની આજ્ઞા કરી હતી. હવે હું તેમને પકડીને ઇન્દ્રની પાસે લઈ જઈશ."

અર્જુને કહ્યું કે, "જે થયું તે થયું. હવે જો આપ મારું ભલું કરવા ચાહતા હો તો સર્વને છોડી દો. તમારી પાસેથી તેમને છોડાવવાનો યુધિષ્ઠિરનો પણ આદેશ છે." આ સાંભળીને ચિત્રરથે કહ્યું: "આવા પાપી અને દુષ્ટને છોડાવવો એ આપને ઘટિત નથી; તેણે યુધિષ્ઠિર અને દ્રૌપદી સાથે ખૂબ દુષ્ટતા કરી છે. યુધિષ્ઠિર તેની દુષ્ટ દાનત નથી જાણતા, તેથી તેમણે તમને છોડાવવા મોકલ્યા છે. ઠીક, હવે ચાલો, આપણે તેમની પાસે જઇએ અને તેઓ જેમ કહે તેમ કરીએ."

સર્વે ભેગા મળીને યુધિષ્ઠિરની પાસે આવ્યા. તેમણે સર્વ હકીકત સાંભળીને તેમને છોડાવી મૂક્યા અને ગંધર્વોને ધન્યવાદ આપી વિદાય કર્યા. પછી દુર્યોધન વગેરેને પ્રેમપૂર્વક કહ્યું: "ભાઈ! આવું સાહસ કદી પણ કરવું જોઈએ નહિ. જે અયોગ્ય સાહસ કરે છે, તે કદી પણ સુખી થતો નથી. હવે તમે આનંદથી ઘેર જાઓ, મનમાં કોઈ પણ પ્રકારની ચિંતા કરવાની જરૂર નથી." પાંડવો આ રીતે પોતાના કુટુંબીઓને સ્ત્રીઓ સાથે છોડાવી ખૂબ પ્રસન્ન થયા. જો કૌરવો ખરેખરા મનુષ્ય હોત તો પાંડવોની આવી સજ્જનતા અને ભલાઇથી પોતે છળકપટ વિનાના થઈ જાત અને વૈરભાવ છોડી એકબીજાને ભેટી પડત તથા તેમને વનવાસથી પાછા બોલાવી લાવત; પણ એ દુષ્ટોએ એમ ન કર્યું, કેમકે તેમના મનમાં હજુ પણ દુષ્ટ ભાવના તો ભરેલીજ હતી.

---

# ૮—કદ્રૂપાનું રૂપ વિદ્યા છે

## (અષ્ટાવક્ર અને જનકની વાર્તા)

ઉદ્દાલક મુનિને એક શિષ્ય હતો. તેનું નામ કોહડ હતું. તેણે ગુરુની ભક્તિભાવપૂર્વક સેવા કરીને સઘળી વિદ્યા પ્રાપ્ત કરી, એટલે ગુરુએ પ્રસન્ન થઇને પોતાની પુત્રી સાથે તેનાં લગ્ન કર્યાં. કોહડની આ સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો. કોઇ પણ કારણથી એ પુત્રનાં આઠે અંગ વાંકાંચૂકાં હતાં. તેથી તેનું નામ અષ્ટાવક્ર પાડયું. એ પુત્રનાં આઠે અંગો વાંકાં હતાં પણ તે બહુ

તેજસ્વી અને દિવ્યાત્મા હતો. ભણવામાં તે બહુ તીક્ષ્ણ બુદ્ધિવાળો હતો. તે કોઈ પણ પાઠ એક વાર શીખતો એટલે કદી પણ તે ભૂલી જતો નહિ. અષ્ટાવક્ર પોતાના મામા—ઉદ્દાલક મુનિના પુત્ર શ્વેતકેતુ—પાસે ખૂબ ભણતો હતો. તેમને બન્નેને ગાઢ મિત્રતા હતી. તેઓ બન્ને એકબીજા સાથે રહીને અને પરસ્પરને મદદ કરીને બાળપણમાં ખૂબ વિદ્યાઓ ભણ્યા હતા.

એ સમયમાં જનકરાજા ભારે વિદ્વાન અને તપસ્વી ગણાતા હતા. તે વિદ્વાનોને બહુ માન આપતા હતા. તેથી કરીને તેમને ત્યાં મોટા મોટા સમર્થ વિદ્વાનો રહેતા હતા. તે વિદ્વાનોમાં એક બન્દી નામનો મહાપ્રખર વિદ્વાન હતો. તેણે અનેક પંડિતોને ભરી સભામાં હરાવ્યા હતા. આથી તેની બહુ પ્રસિદ્ધિ થઈ હતી અને મોટા મોટા વિદ્વાનો પણ તેની સાથે સભામાં વાદવિવાદ કરતાં ડરતા હતા. પોતાની વિદ્વત્તાનો તેને બહુજ ગર્વ હતો અને કોઈ કોઈ વાર તો તે પોતાનું અભિમાન પ્રદર્શિત પણ કરતો હતો. આ વાત અષ્ટાવક્રના જાણવામાં આવતાં તે તેની સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર થયો અને જનક રાજાને ત્યાં જઈ પહોંચ્યો. અષ્ટાવક્ર જનક રાજાને મળ્યો ત્યારે તેણે તેમને કહ્યું કે, "મારા સાંભળવામાં આવ્યું છે કે, આપને ત્યાં બન્દી નામના કોઈ વિદ્વાન છે. હું તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા ઇચ્છું છું, આપ સભા ભરો."

જનક રાજાએ અષ્ટાવક્રની વાત આશ્ચર્યપૂર્વક હસી કાઢીને કહ્યું કે, "હે બ્રહ્મબાળ! તું બન્દીને નથી જાણતો. એને ઓળખ્યા વિનાજ તું એની સાથે શાસ્ત્રાર્થ કરવા ઇચ્છે છે. બન્દી તો

પ્રખર વિદ્વાન છે. એ સમજી લઈનેજ તારે શાસ્ત્રાર્થની વાત કરવી ઘટે છે. જો તું તેને બરાબર જાણતો હોત તો તો તેને જીતવાની તું કદી હિંમતજ કરત નહિ." અષ્ટાવક્રે કહ્યું: "જો આપ તેને સભામાં બોલાવો તો આપને જરૂર ખબર પડે કે અમારા બેમાંથી કોણ પ્રબળ વિદ્વાન છે અને કોણ હારી જાય છે. આપ મને તદ્દન નાનો બાળકજ ના સમજશો. અધિક વિદ્યાને માટે અધિક ઉંમરની કંઈ જરૂર નથી. જો કે મારી ઉંમર નાની છે પણ વિદ્યામાં હું પાછો પડું તેમ નથી. આપ મને વાંકાચૂકાં અંગવાળો બાળકજ સમજતા નહિ. કદ્રૂપ અને બાળક હોવાથીજ કોઈ વિદ્વાન અનાદર કરવા યોગ્ય નથી. કોયલ રંગથી તો કાળી હોય છે, પણ તેના મધુર સ્વરથી સર્વે મોહિત થઈ તેને ચાહે છે. તેથી વિદ્વાન ગમે તો તે બાળક હો કે કદ્રૂપો હો પણ સદા આદરમાનનેજ પાત્ર છે." આ બધું સાંભળવા છતાં પણ જ્યારે જનકરાજાને વિશ્વાસ ન આવ્યો, ત્યારે તેમણે અષ્ટાવક્રને કેટલાક કૂટ (અઘરા) પ્રશ્નો પૂછ્યા. તેના જવાબ દઈને અષ્ટાવક્રે જનક રાજાને ચકિત કરી દીધા.

જનકરાજાને ખાતરી થઈ કે, ખરેખર અષ્ટાવક્ર વિદ્વાન છે, ત્યારે તેમણે સભા ભરીને બન્દીને બોલાવ્યો. સભામાં સર્વ કોઈ એકત્ર થયા હતા. બન્દી પણ હાજર હતો. સભામાં પ્રવેશતાંજ તેણે અભિમાનપૂર્વક અષ્ટાવક્ર તરફ જોઈને કટાક્ષથી એક પ્રશ્ન પૂછ્યો. અષ્ટાવક્રે તરતજ તેનો યોગ્ય જવાબ આપ્યો. જવાબ સાંભળી બન્દી બહુ આશ્ચર્યચકિત થઈ ગયો અને તેની સાથે વધારે શાસ્ત્રાર્થ ચલાવ્યો. તેઓ

વચ્ચે કેટલાક સમય સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. અષ્ટાવક્રનું જોર વધતું ગયું. આખરે અભિમાની બન્દીનો અહંકાર નાશ પામ્યો અને તેણે નીચું જોયું. રાજા જનકે અષ્ટાવક્રને વિજયી જોઈ પ્રણામ કરી તેની પૂજા કરી અને પોતાના પહેલાંના અપરાધ માટે ક્ષમા માગી. સર્વે લોકો અષ્ટાવક્રની પ્રશંસા કરવા લાગ્યા. આ રીતે અષ્ટાવક્રનાં આઠે અંગ વાંકાં હોવા છતાં, તેઓ પોતાની વિદ્વત્તા અને સદ્‌ગુણોના બળે કરીને જનક રાજાની સમર્થ વિદ્વાનોની સભાના પણ વિજેતા થયા હતા. ઠીકજ કહ્યું છે કે, **विद्वान् सर्वत्र पूज्यते।**

## ૯—ઉપકારનો બદલો

### (કુન્તી અને બ્રાહ્મણપરિવારની વાર્તા)

પાંડવો જ્યારે લાક્ષાગૃહમાંથી નીકળીને જંગલે જંગલે ભટકતા હતા, ત્યારે તેમના દુઃખે દુઃખી થઇને વ્યાસજી એકચક્રાપુરીના એક બ્રાહ્મણને ત્યાં તેમને સમજાવી પટાવીને લઈ ગયા. ત્યાં પાંડવો બ્રાહ્મણને વેશે રહેતા હતા અને આખો દિવસ ફરીને ભીખ માગી લાવી સાંજે માતાજી આગળ રજૂ કરતા. પછી સર્વે સાથે મળીને ખાતાંપીતાં અને સૂઈ રહેતાં. પાંડવો બહાર ફરવા નીકળતા ત્યારે જંગલ, પહાડ વગેરે જોતા આનંદ કરતા ગામમાં રહેતા ત્યારે સર્વ સાથે હળીમળીને તેમને પોતાના વર્તનથી પ્રસન્ન રાખતા હતા. થોડા દિવસોમાં તો તેઓ બધાં સ્થાનોથી પરિચિત થઇ ગયા અને ગામના સઘળા લોકો પણ તેમના પરમ મિત્રો બની ગયા.

એક વખત ચારે ભાઈ ભીખ માગવા બહાર ગયા હતા અને કુન્તી તથા ભીમ ઘરમાં હતાં. તેવામાં એકાએક બ્રાહ્મણના ઘરમાંથી ખૂબ જોરથી કોઈ રડતું હોય તેવો અવાજ આવવા લાગ્યો. બન્નેને બ્રાહ્મણનું કરુણ રુદન સાંભળીને બહુ દયા આવી. કુન્તીએ ભીમને કહ્યું કે, "બેટા, જો, આ બ્રાહ્મણને ત્યાં આપણે બહુ સુખેથી રહીએ છીએ. મારા મનમાં હંમેશાં એ વાત ખટક્યા કરે છે કે, આપણે તેમને શું બદલો આપીએ? જો આજે આપણે તેમને દુઃખમાંથી છોડાવીએ તો આપણું જીવન સાર્થક થાય." ભીમે કહ્યું કે, "તમે અંદર જઇને પૂછી આવો કે તેમને શું દુઃખ છે જેથી આટલાં બધાં રુદન કરે છે. હું પ્રાણાન્તે પણ તેમનું દુઃખ દૂર કરવાને તૈયાર છું."

આ સાંભળીને કુન્તીમાતા બ્રાહ્મણના ઘરમાં ગયાં અને જોયું તો બ્રાહ્મણ, સ્ત્રી, પુત્ર અને કન્યા ચારે જણ નીચું મોં ઘાલીને રડતાં હતાં. માતાજીએ તેમને ધીરજ આપીને રડવાનું કારણ પૂછ્યું. બ્રાહ્મણે કહ્યું કે, "દેવી! આ ગામમાં બક નામનો એક રાક્ષસ રહે છે. તે દરરોજ વારા પ્રમાણે દરેક ઘેરથી એક એક માણસ અને બીજી કેટલીયે ચીજો તેના ખોરાક તરીકે લે છે. આજે અમારો વારો આવ્યો છે. અમારા ચારમાંથી કોઇએ પણ આજે તેના ભોજન માટે જવું જોઇએ. હું મારી સ્ત્રીને શી રીતે જવા દઉં? પુત્ર અને કન્યા પણ અમને બહુ વહાલાં છે. હું તેમને છોડી શકતો નથી. હું જાઉં તો પણ તેઓ મારા વિના ભૂખે ટળવળી મરે. કોઈ બાજુથી બચવા વારો નથી એમ જાણીને અમે નિશ્ચય કર્યો છે કે, સૌ એક સાથે અમે

તેની પાસે જઈએ અને એ અમને બધાંને ભલે ખાઇ જાય. આ દુઃખથી અમે રડીએ છીએ."

માતા કુન્તાજીએ કહ્યું કે, "તમે શાન્તિ રાખો. કશી ચિંતા કરશો નહિ. તમારામાંથી કોઈનેય જવું નહિ પડે. હું મારા પાંચ દીકરાઓમાંથી એકને મોકલી તમારું દુઃખ દૂર કરીશ." આ સાંભળીને બ્રાહ્મણે કાન પર હાથ રાખી કહ્યું કે, "રામ! રામ! એ શું બોલ્યાં? એક તો તમે બ્રાહ્મણ છો અને વળી મારાં અતિથિ છો. આપ અમારાં શરણાગત છો. અમે કદી અમારે બદલે બીજાને મરવા જવા નહિ દઇએ. તમારામાંથી તો કોઈ પણ એકને માટે અમારે સર્વેએ મરી જવુંજ વધારે યોગ્ય છે."

કુન્તાજીએ બ્રાહ્મણને બહુ સમજાવીને કહ્યું કે, "હે બ્રાહ્મણ! તમે કોઈ પણ પ્રકારની બીક રાખશો નહિ. મારા બધા પુત્રો એકએકથી બળવાન છે. તેમણે જબરા જબરા રાક્ષસોને મારી નાખ્યા છે. જો મારો કોઈ પણ પુત્ર જશે તો તે રાક્ષસને જરૂર મારીને પાછો આવશે. એથી આખા ગામની રક્ષા થશે. તમે પણ બચશો અને મારો દીકરો તો મરવાનોજ નથી." આ સાંભળી બ્રાહ્મણને હિંમત આવી. પછી તે બન્ને ભીમ પાસે આવ્યાં અને સઘળા સમાચાર તેને કહી સંભળાવ્યા. આ સાંભળી ભીમ તે રાક્ષસ પાસે જવા માટે તૈયાર થઈ ગયો.

ચારે ભાઈઓ ભિક્ષા લઇને આવ્યા ત્યારે આ સઘળા સમાચાર જાણી એકદમ તો તેઓ બહુ દુઃખ પામ્યા, પણ જ્યારે માતાજીએ ઉપકાર અને ધર્મની વાત કરી તેમને સમજાવ્યા

ત્યારે તેઓ પ્રસન્ન થયા. યુધિષ્ઠિરે કહ્યું કે, "માતાજી! તમારું કહેવું સત્ય છે, કે જે માણસ બીજાના ઉપકારને નથી ભૂલતો અને તેના થોડા ઉપકારને બદલે ભારે ઉપકાર કરે છે તેજ ખરો મનુષ્ય છે. તમે બ્રાહ્મણના દુઃખે દુઃખી થઇને તેમને દુઃખમાં-થી છોડાવવા માટે ભીમને જવાની આજ્ઞા આપી બહુ સરસ કામ કર્યું છે. તમારા પુણ્યપ્રતાપથી ભીમ એ દુષ્ટ રાક્ષસને મારી અવશ્ય પાછો આવશે."

બીજે દિવસે ભીમ સર્વ ભોજનસામગ્રી સાથે રાક્ષસ રહેતો હતો ત્યાં ગયો અને જે કંઇ ભોજનસામગ્રી લઈ ગયો હતો તે પોતે ઉડાવી ગયો. પછી તે ખૂબ પ્રસન્ન થઇને પેટે હાથ ફેરવતો ફેરવતો બોલ્યો કે, "જ્યારથી વનવાસે નીકળ્યા ત્યારથી આજેજ પેટ ભરીને ભોજન મળ્યું છે." એટલામાંજ એ રાક્ષસ આવી પહોંચ્યો અને ભીમના ઉપર તૂટી પડ્યો. પરંતુ ભીમે તો તેને પછાડીને ભોંય ભેગો કરી દીધો અને ઘેર પાછો આવ્યો. જ્યારે રાક્ષસ મર્યાના સમાચાર ગામમાં ફેલાઇ ગયા ત્યારે સર્વે લોકો ખૂબ પ્રસન્ન થયા અને પાંડવો-નો જયજયકાર બોલવા લાગ્યા.



## ૧૦—ક્ષમા વિષે

### (દ્રૌપદી અને અશ્વત્થામાની વાર્તા)

જ્યારે મહાભારતના યુદ્ધનો એક રીતે અંત આવ્યો અને દુર્યોધનની બધી આશાઓ ધૂળધાણી થઈ ગઈ, ત્યારે તે બહુ આકુળવ્યાકુળ થઈ ગયો અને વેર વાળવાને શું કરવું તેનીજ ચિંતામાં મગ્ન રહેતો હતો. તેની સઘળી શક્તિ નાશ પામી હતી. તેને કોઈનો આધાર રહ્યો ન હતો. તેણે વેર વાળવાના ખૂબ ખૂબ વિચારો કરી જોયા પરંતુ કોઈ પણ પ્રકારનો સફળ ઉપાય તેને હાથ લાગ્યોજ નહિ.

દુર્યોધન બેચેન બની તરફડિયાં મારતો હતો, તેવામાં તેની પાસે અશ્વત્થામા આવી પહોંચ્યો. તેણે તેને બહુ ધીરજ આપી અને કહ્યું કે, "આપ મને સેનાપતિ બનાવો. કોઈ પણ પ્રકારે હું આપની ઇચ્છા પૂર્ણ કરીશ અને પાંચે પાંડવોનાં માથાં કાપી લાવીશ. મારા હૃદયમાં પણ મારા પિતાના મૃત્યુથી ખૂબ આઘાત થયેલો છે. જ્યાં સુધી હું તેમને નહિ મારું ત્યાં સુધી મારી એ બળતરા મટવાની નથી." આખરે દુર્યોધને હિંમત ભીડીને અશ્વત્થામાના કહ્યા પ્રમાણે બધું કામ કર્યું.

અશ્વત્થામા રાતનો લાગ સાધી પાંડવોના મહેલ તરફ ગયો. રસ્તામાં તેને કેટલાંયે વિઘ્નો આવ્યાં, પણ તે સર્વ વિઘ્નોને હઠાવીને મહેલમાં દાખલ થયો. પાંડવોના સૂવાના ઓરડામાં તે પહોંચી તો ગયો, પણ તે દિવસે પાંડવોની પથારીમાં

દ્રૌપદીના પાંચ પુત્રો સૂતા હતા. તેમનો આકાર પાંચે પાંડવોને મળતો હતો. અશ્વત્થામાએ વીર હોવા છતાં પણ ચોર–લૂંટારાનું કામ કર્યું. એ નિર્દય માણસે સૂઈ રહેલા પાંચે કુમારોનાં માથાં તલવારથી કાપી નાખ્યાં. જોતજોતામાં પાંચે સુકુમાર વીર યુવાનો તરફડિયાં મારતા મરી ગયા અને તે પ્રસન્ન થતો થતો એ પાંચે પુત્રોનાં માથાં લઈને દુર્યોધન પાસે જઈ પહોંચ્યો. તેણે એ માથાંને લઇને અપમાનપૂર્વક જમીન ઉપર ફેંકી દીધાં અને પગની ઠોકરે ચડાવ્યાં. જ્યારે પછડાઈ પછડાઇને માથાના ટુકડેટુકડા થઈ ગયા, ત્યારે તેણે દુઃખપૂર્વક કહ્યું કે, "રે! અધમ અશ્વત્થામા! તેં આ શું કર્યું? અંજલિ આપનારને પણ તેં ના છોડયા? આ માથાં પાંડવોનાં નથી, એ તો તેમના પુત્રોનાં છે. પાંડવોનાં માથાં આટલાં બધાં કમજોર ન હતાં. મેં કેટલીયે વાર યુદ્ધમાં ભીમના મસ્તક ઉપર ગદાથી પ્રહાર કર્યો પરંતુ ખેર, જે થયું તે થયું. હું પહેલાં તો આનંદમાં આવી ગયો હતો પણ હવે શોકમાંજ મૃત્યું પામું છું."

જ્યારે આ શોકસમાચાર પાંડવદળમાં પહોંચ્યા ત્યારે હાહાકાર મચી રહ્યો. જે કોઇ આ વાત સાંભળતું તે તો "હાય! આ શો ગજબ!" એમ કહીને અવાક થઈ જતું. જ્યારે પાંડવોએ પોતાના પાંચે પુત્રોનાં માથાંરહિત ધડ જોયાં ત્યારે તેમના વિલાપનો પાર રહ્યો નહિ. દ્રૌપદી તો મૂર્છા ખાઈ ભોંય પર પડી ગયાં. તેમનું રુદન સાંભળીને પાષાણહૃદયવાળો માનવી પણ દ્રવીભૂત થતો હતો. જ્યારે દ્રોપદીને ખબર પડી કે આ કામ અશ્વત્થામાનું છે, ત્યારે તેણે પાંડવોને પોકારીને

કહ્યું કે, "જ્યાં સુધી તમે તેને પકડીને મારી સામે ખડો નહિ કરો, ત્યાં સુધી હું આમને આમજ જમીન ઉપર પડી રહીશ. અને બહુ વિલંબ થશે તો હું મારા પ્રાણ પણ તજી દઇશ." પાંડવોને પણ ક્રોધ ચઢયો હતો. તેઓ એટલા બધા શોકાતુર થઈ ગયા કે તેમને કંઈ પણ ભાન ન રહ્યું. ભીમથી તો ચૂપચાપ બેસી રહેવાયું નહિ, એટલે તે અશ્વત્થામાને પકડવા દોડયો. યુધિષ્ઠિરે તેની પાછળ અર્જુન અને શ્રીકૃષ્ણને પણ મોકલ્યા.

અશ્વત્થામા અને અર્જુન વચ્ચે ભયંકર યુદ્ધ થયું. ખૂબ ઝપાઝપી ચાલી. આખરે કોઈ પ્રકારે યુદ્ધ શાન્ત થયું અને અશ્વત્થામાને પકડીને દ્રૌપદી પાસે લાવવામાં આવ્યો.

બિચારો અશ્વત્થામા માથું નીચું નમાવીને દ્રૌપદી સમક્ષ મરણતોલ દશામાં ઊભો હતો. માત્ર દ્રૌપદીનીજ આજ્ઞાની વાર હતી. પાંડવો તેને મારી નાખવા માટે દ્રૌપદીની આજ્ઞાનીજ રાહ જોઈ રહ્યા હતા. દ્રૌપદીએ પગથી તે માથા સુધી અશ્વત્થામાને જોયો અને તેની પહેલાંની દશા એકદમ બદલાઈ ગઈ. તેનો ક્રોધ ઊડી ગયો. હૃદયમાં દયા ઊપજી. તેણે પાંડવોને કહ્યું કે, "જવા દો, અશ્વત્થામાને પ્રાણદાન આપો. હું કોઈ પણ પ્રકારે તેને શિક્ષા કરવા ઇચ્છતી નથી. એ આપણો ગુરુપુત્ર છે. મારા પાંચે પુત્રોને એણે માર્યા છે. હું તેનું જે દુઃખ ભોગવું છું તે તો હુંજ જાણું છું. હવે એ પાંચે પુત્રો એને મારવાથી પણ પાછા આવવાના નથી, તો બ્રહ્મહત્યા કરવાથી શો લાભ? જો હું તેને મારી નંખાવું તો હું તો પુત્ર વિનાની થઈ દુઃખ અને શોક ભોગવી રહી છું અને આપણાં ગોરાણી પણ દુઃખશોકમાં

ડૂબી જશે. પોતાના દુઃખને માટે પણ બીજાને દુઃખી કરવું એ યોગ્ય નથી. હું એને ક્ષમા આપું છું, તમે પણ ક્ષમા આપો."

પાંડવોએ પણ ગુરુપુત્રને જીવતો જવા દઈ દ્રૌપદીનું વચન પાળ્યું. ત્યાં જે લોકો હતા તે બધા દ્રૌપદીની આવી ક્ષમા જોઈ "ધન્ય છે, ધન્ય છે" એમ કહેવા લાગ્યા.

## ૧૧—પૂછ્યા વિના કંઈ લેવું તે ચોરી છે

### (શંખ અને લિખિતની વાર્તા)

શંખ અને લિખિત નામના બે ભાઈ હતા. બાહુદા નદીને કિનારે તે બન્નેની જુદી જુદી કુટિરો હતી. બન્નેના આશ્રમમાં વિવિધ પ્રકારનાં ફળફૂલનાં ઝાડ ઉછેરેલાં હતાં.

એક વખત લિખિત પોતાના મોટાભાઇ શંખના આશ્રમમાં ગયો, તે વખતે શંખ ક્યાંક બહાર ગયો હતો. લિખિત પોતાના ભાઇને આશ્રમમાં નહિ દેખવાથી આમતેમ ફરવા લાગ્યો. આશ્રમનાં વૃક્ષો પર બહુ સુંદર સુંદર પાકાં ફળો લાગેલાં હતાં. તે પોતાના ભાઇનોજ બાગ છે એમ સમજીને ફળ તોડીને ખાવા લાગ્યો. એટલામાંજ શંખ ક્યાંકથી આવી પહોંચ્યો અને પોતાના નાના ભાઈને ફળ ખાતો જોઈ પૂછ્યું કે, "ભાઈ! આ ફળ તને ક્યાંથી મળ્યાં?" લિખિતે પ્રણામપૂર્વક કહ્યું કે, "આ સુંદર સુંદર મીઠાં ફળ આપના આશ્રમનાંજ છે." આ સાંભળી શંખે ક્રોધે ભરાઈ કહ્યું કે, "તેં મને પૂછ્યા વિના ફળ તોડીને ચોરી

કરી છે. તેથી તરત જ રાજાની પાસે જઈ ગુનો કબૂલ કર અને તેની શિક્ષા ભોગવી પ્રાયશ્ચિત્ત કર."

લિખિત પોતાના મોટાભાઈની આ આજ્ઞા મળતાં તરત-જ રાજા સુદ્યુમ્ન પાસે ગયો. રાજાએ મુનિના આગમનથી પોતાના આસનેથી ઊઠીને તેમનું સ્વાગત કર્યું અને આદર-સત્કાર કરીને પૂછ્યું કે, "આપનું શુભાગમન શા માટે થયું છે? કૃપા કરી આજ્ઞા ફરમાવો. હું આપની આજ્ઞા પાળવાને તૈયાર છું." આ સાંભળી લિખિતે કહ્યું કે, "આપે મારી આજ્ઞા પાળવાનું વચન આપ્યું છે, તેથી મને વિશ્વાસ છે કે જે હું કહીશ તેની વિરુદ્ધ આપ નહિ વર્તો.

"મેં મારા ભાઈની રજા સિવાય આશ્રમમાંથી ફળ તોડીને ચોરી કરી છે. આપ મને તેની શિક્ષા કરો." રાજા સુદ્યુમ્ને કહ્યું કે, "રાજાને જેવો શિક્ષા કરવાનો અધિકાર છે, તેવો માફ કરવાનો પણ છે. તેથી મેં આપનો અપરાધ માફ કર્યો છે." પણ આ વાત સાંભળી લિખિત મુનિને સંતોષ ન થયો. તેમણે વારંવાર શિક્ષા કરવાની પ્રાર્થના કરી. અન્તે લાચાર થઈને રાજાએ લિખિતના ચોરીના ગુના બદલ તેના બન્ને હાથ કપાવી નાખ્યા.

લિખિતને આ પ્રમાણે શિક્ષા મળ્યા પછી તે પોતાના મોટાભાઈ પાસે જઈને કહેવા લાગ્યો કે, "ભાઈ! મેં આ રાજદંડ સ્વીકાર્યો છે. હવે આપ મારો અપરાધ ક્ષમા કરો." શંખે કહ્યું કે, "પ્રિય ભાઈ! તું મને પ્રાણથી પણ પ્રિય છે. તેં મારો કોઈ પણ અપરાધ કર્યો નથી. હું તારી ઉપર ક્રોધા-

યમાન નથી થયો; પણ તને ધર્મવિરુદ્ધ કામ કરતો જોઈને મેં તો તારા પાપનું પ્રાયશ્ચિત્તજ કરાવ્યું છે. તું બાહુદાને કિનારે જઈને ફરીથી તપશ્ચર્યા કર. હવે તું પાપથી મુક્ત થઇ ગયો છે. ફરીથી કોઈ દિવસ આવું કામ કરતો નહિ. રજા સિવાય કોઇની કોઈ પણ ચીજ લેવાથી મહાપાપ થાય છે, એ યાદ રાખજે. જા, હવે તું પૂજાપાઠ કર. મારા આશીર્વાદથી તારા બન્ને હાથ ફરીથી પ્રથમના જેવાજ થઈ જશે." લિખિતે પોતાના ભાઇની આ વાત સાંભળીને કહ્યું કે, "જ્યારે આપના તપનો આટલો બધો પ્રભાવ છે, ત્યારે આપેજ મને શિક્ષા કેમ ન કરી?" શંખે કહ્યું કે, "શિક્ષા કરવાનો અધિકાર રાજાનો છે. આપણે બન્ને તેની પ્રજા છીએ. જો હું શિક્ષા કરત તો મારાથી બહુજ અધર્મ થાત."

આ વાત સાંભળી લિખિત બાહુદા નદીને કિનારે જઈ, જપતપ કરવા લાગ્યો અને શંખમુનિના પુણ્યપ્રભાવથી ફરીથી તેના બન્ને હાથ પ્રથમના જેવાજ થઈ ગયા.

## ૧૨—કૃતજ્ઞતા વિષે

### (કર્ણ, શ્રીકૃષ્ણ અને માતા કુંતીની વાર્તા)

કૌરવો અને પાંડવો વચ્ચે જ્યારે શ્રીકૃષ્ણ કોઈ પણ પ્રકારે સંધિ કરાવી શક્યા નહિ, ત્યારે તેમણે વિચાર્યું કે, કૌરવપક્ષમાં સર્વથી પ્રબળ વીર કર્ણ છે. જો તે કોઈ પણ રીતે કૌરવપક્ષથી જુદો પડી પાંડવપક્ષમાં ભળી જાય, તો અસહાય થઈ

પડવાથી દુર્યોધન જરૂર પાંડવો સાથે સંધિ કરશે, એમ વિચારીને હસ્તિનાપુરથી પાછા ફરતાં શ્રીકૃષ્ણ કર્ણને પોતાના રથમાં બેસાડીને આ પ્રમાણે સમજાવવા લાગ્યા.

"હે કર્ણ ! તું તારું જન્મવૃતાન્ત જાણતો નથી તેથી તું ભ્રમમાં પડીને પોતાનો પક્ષ છોડી દઈ બીજાના પક્ષમાં ભળી ગયો છે. તું સારથિનો પુત્ર નથી પણ કુંતીનો પુત્ર છે. પાંડવો તો તારા ભાઇઓ છે. તું મારી સાથે પાંડવો પાસે ચાલ. તેઓ તને પોતાના સર્વથી મોટાભાઈ તરીકે ગણશે. તુંજ સૌથી મોટો હોવાથી સમગ્ર પૃથ્વીનો રાજા બનીશ અને સર્વ પાંડવો તારી સેવાચાકરી કરશે. ચાલ, આજે પાંડવોને અને મિત્રોને તારા મળવાથી આનંદ થશે અને શત્રુઓના પેટમાં તેલ રેડાશે."

કર્ણે કહ્યું કે, "હે શ્રીકૃષ્ણ ! મિત્રતા, પ્રેમ અને હિતને માટે આપ જે કંઈ કહો છો તે બધું હું સમજું છું અને એ પણ જાણું છું કે હું કુંતીનો પુત્ર છું. પરંતુ સારથિ અધિરથને હું પ્રાપ્ત થયો છું અને તેની સ્ત્રી રાધાએ મારું પાલણપોષણ કર્યું છે. તેઓ મને પુત્ર સમજે છે અને હું તેમને માતપિતા જાણું છું. તેમણે મારે માટે સર્વ કંઈ કર્યું છે. હું ધર્મશાસ્ત્ર જાણનાર થઇને તેમને હવે કેવી રીતે છોડી શકું ? વળી ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહીને મેં તેર વર્ષ સુધી નિષ્કંટક રાજ્ય ભોગવ્યું છે અને તેઓ મારાજ બળથી પાંડવો ઉપર વિજય મેળવવા ઇચ્છે છે. હું કોઈ પણ પ્રકારે મારા સુખદાતાને દગો દઈ શકીશ નહિ. હે શ્રીકૃષ્ણ! મને વિશ્વાસ છે કે આપ ભલાઈને માટેજ સર્વ વાત કહો છો. આપ ઇચ્છો છો કે, કોઈ રીતે

ભાઈઓભાઈઓ વચ્ચે લડાઈ ન થાય અને અસંખ્ય વીરોનો નાશ ન થાય. પણ શું કરીએ ? હું ધર્મબંધનમાં બંધાયો છું. જો હું કદાચ પાંડવોની સાથે ભળી જાઉં અને તેઓ મને મોટો ભાઈ સમજી રાજ્ય પણ આપી દે તો પણ હું સઘળું રાજ્ય દુર્યોધનનેજ આપી દઈશ. તેથી પાંડવોને મારી સાથે મળવાથી પણ કંઈ લાભ થવાનો નથી."

પછી શ્રીકૃષ્ણે કર્ણને અનેક પ્રકારનો ભય બતાવી કહ્યું કે, "જો, જ્યારે યુદ્ધ થશે ત્યારે કોઇને બચવાની આશા નથી. અર્જુનનાં અમોઘ બાણો વરસશે ત્યારે તેની સામે કોઈ પણ ટકી શકશે નહિ. દુર્યોધન વગેરેનાં સઘળાં માણસો મરાઈ જશે. તારે માટે પણ બચવું કઠણ થઈ પડશે." કૃષ્ણની આ સર્વ વાતો સાંભળીને પણ કર્ણ જરાય ભયભીત થયો નહિ. તે બોલ્યો કે, "હે મધુસૂદન ! આપ મારું ચારિત્ર્ય જાણવા છતાં પણ મને લોભ અને ભય શા સારુ દેખાડો છો ? ગમે તે થાઓ, પણ હું દુર્યોધનનો પક્ષ કદાપિ છોડવાનો નથી. હું હવે યુદ્ધમાંજ આપને ફરીથી મળીશ, નહિ તો મરીને સ્વર્ગમાં જઈશ." એમ કહીને કર્ણ શ્રીકૃષ્ણને ભેટ્યો અને વિદાય લઇને પોતાના રથ પર સવાર થઈ કૌરવોને જઈ મળ્યો.

કૃષ્ણ કર્ણને પોતાના પક્ષમાં લાવવામાં નિષ્ફળ ગયા ત્યારે કુન્તાજીએ મનમાં વિચાર્યું કે, 'જો હું પોતે કર્ણને તેનું જીવન-વૃતાન્ત સંભળાવું અને પોતાના પક્ષમાં આવવાને કહું, તો તે કદાચ મળી જાય.' એમ વિચારતાં કુન્તાજી એક વખત ગંગા-કિનારે ગયાં ત્યારે ત્યાં કર્ણને પૂર્વ તરફ મોં રાખી વેદપાઠ

કરતો જોયો. તે પાઠ કરતો હતો ત્યાં સુધી તો કુંતાજી ચૂપ રહ્યાં. પછી જ્યારે કર્ણે તેમના તરફ જોઇને પ્રણામ કર્યા ત્યારે કુંતાજી તેને આશીર્વાદ આપી કહેવા લાગ્યાં કે, "હે વત્સ! તું રાધાનો પુત્ર નથી. તારો જન્મ મારા ગર્ભથી થયો છે. તું મારો પુત્ર છે. તું ભ્રમમાં પડીને પોતાના ભાઈઓને છોડી દઈ દુર્યોધન વગેરેની સાથે ભળી ગયેલો છે. જો, તારા પાંચે ભાઇઓની માલમિલકત તેમણે છીનવી લીધી છે. તું તેમની પાસેથી એ માલમિલકત લઈ લે અને સ્વતંત્ર થઇ તેમને માર. તું પાંચે ભાઇઓને મળ અને સુખેથી રાજ્ય કર. દુર્યોધનની સેવા કરવી તને કોઈ પણ રીતે યોગ્ય નથી."

સત્યપરાયણ કર્ણ માતાની આ વાતો સાંભળીને બોલ્યો કે, "જો હું તમારા કહેવા પ્રમાણે કરું તો તેથી હું ધર્મભ્રષ્ટ થાઉં. તમે પહેલાં મને તજી દીધો હતો અને હવે સ્વાર્થ સાધવા માટે પુત્ર કહેવા આવ્યાં છો. જો હું દુર્યોધનનો પક્ષ છોડીને પાંડવોનો પક્ષ લઉં, તો બધા મને ડરપોક કહેશે. ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે આશાએ અત્યાર સુધી સર્વ પ્રકારે મારો આદર-સત્કાર કર્યો છે તેમને હું કેવી રીતે નિરાશ કરું? તેમણે આજ સુધી મારી આજીવિકા ચલાવી છે અને હવે મારે કૃતજ્ઞતા બતાવવાનો વખત આવ્યો છે. જે વખત આવ્યે અન્નદાતાને દગો દે છે, તે આ લોક ને પરલોક બન્નેથી ભ્રષ્ટ થાય છે. તેથી ધૃતરાષ્ટ્રના પુત્રોની સાથે રહીને તમારા પુત્રોની સાથે હું યુદ્ધ કરીશ. તેમાંજ મારું હિત અને આબરૂ સમાયેલાં છે. હા, જ્યારે તમે માતા તરીકે કંઈ આશાથી અહીં આવ્યાં છો, ત્યારે હું એક રીતે

તમારું કામ કરીશ. હું યુધિષ્ઠિર, ભીમ, નકુળ અને સહદેવને નહિ મારું; હું માત્ર અર્જુન સાથેજ યુદ્ધ કરીને મારા સ્વામી પ્રત્યે કૃતજ્ઞતા દેખાડીશ." કુન્તાજીએ કહ્યું કે, "હવે તું યાદ રાખજે કે, અર્જુન સિવાય બીજા કોઈ ભાઈને તારે મારવાના નથી." પછી કૃતજ્ઞ કર્ણ કુન્તાજીને પ્રણામ કરી પોતાને સ્થાને ચાલ્યો ગયો.

# ૧૩—સૌ કરતાં સત્યજ શ્રેષ્ઠ છે

## (સુધન્વા અને વિરોચનની વાત)

એક વખત કેશિની નામની એક કન્યાનો સ્વયંવર થયો હતો. તેમાં પ્રહ્‌લાદનો પુત્ર વિરોચન અને સુધન્વા નામનો બ્રાહ્મણ એ બન્ને ગયા હતા. એ સ્વયંવર—સમારંભમાં કેટલાક રાજાઓ, મોટા મોટા ધનવાનો અને બીજા મહાન પુરુષો આવ્યા હતા. તેમાંથી મોટા મોટા ધનવાન રાજાઓ આબરૂ-દાર પુરુષોને છોડીને તે ગુણવાન કન્યા કેશિનીએ સુધન્વાનેજ પસંદ કર્યો, એ વિરોચનથી દેખ્યું ન ગયું. તે અદેખાઈથી બળતો કહેવા લાગ્યો કે, "હે સુંદરી, આ બ્રાહ્મણ તો ભિખારી છે. તું એની સાથે શા સારુ પરણવા તૈયાર થઈ છે? તેની સાથે રહેવામાં તો તારે બહુ બહુ દુઃખ વેઠવાં પડશે; હજુ પણ તું મારી સાથે પરણ. હું પૈસેટકે, નાતજાત અને માનમર્યાદામાં સર્વ રીતે આ બ્રાહ્મણના છોકરા કરતાં ચડિયાતો છું." આ સાંભળી કેશિનીએ કહ્યું કે, "જે બીજાને હલકા કહીને પોતે ઊંચો થવા ઇચ્છે છે તે કોઈ પણ દિવસ ઉચ્ચ ગણાતો નથી.

ઠીક, એ તો ગમે તે હો, પરંતુ કોણ ઉચ્ચ છે, તેનો નિર્ણય કોઈ ત્રીજા માણસેજ કરવો જોઈએ."

વિરોચને કહ્યું કે, "અમે જીવસટોસટની શરત લગાવીએ અને કોઈ વિદ્વાનને પૂછીએ કે, અમારામાંથી કોણ ઉચ્ચ છે? જે શરતમાં હારે તે પોતાના પ્રાણ તજી દે." સુધન્વાએ કહ્યું કે, "બીજા કોઈને પૂછવા જવાની જરૂર નથી. ચાલો, આપણે આપના પિતા પ્રહ્લાદ પાસેજ આ વાતનો નિર્ણય કરાવીએ. તે પુત્રના પ્રાણ જતા હશે તો પણ જૂઠું બોલે એવા નથી." આ વાતનો વિરોચને સ્વીકાર કર્યો અને બન્ને પ્રહ્લાદ પાસે ગયા.

સુધન્વાને પધારેલા જોઈને આસનેથી રાજા પ્રહ્લાદ ઊભા થયા અને તેમનું સ્વાગત કર્યું; અને કહ્યું કે, "મહારાજ! મારાં અહોભાગ્ય છે કે, આપ અત્રે પધાર્યા છો. કંઈ આજ્ઞા ફરમાવો." સુધન્વાએ કહ્યું કે, "આપના પુત્ર અને મારી વચ્ચે જીવસટોસટની શરત થઈ છે. હું કહું છું કે, 'હું તારાથી ઉચ્ચ છું' અને એ કહે છે કે, 'હું તારાથી ઉચ્ચ છું.' આમાં આપને ત્રીજા માણસ તરીકે અમે નક્કી કર્યા છે. અમારામાં કોણ ઉચ્ચ છે તે આપ નક્કી કરો. આપ ગમે તો મને જીવતો જોઈ શકશો અથવા આપના પુત્રને. પુત્રનો મોહ અને મારો વિચાર છોડી દઈને યથાર્થ રીતે કોણ ઉચ્ચ છે, તે આપ કહો." રાજા પ્રહ્લાદ ભારે મુશ્કેલીમાં આવી પડ્યા. કેમકે તેમને તે એકનો એકજ પુત્ર હતો અને તેઓ જૂઠું પણ કદી બોલતા નહોતા. જો પોતાના પુત્રનો મોહ કરે તો જૂઠું બોલવું પડે અને સાચું કહે તો પુત્રનો પ્રાણ જાય છે. આવા ધર્મસંકટમાં પડેલા તે રાજા થોડી

વાર મૌન રહીને વિચારવા લાગ્યા. અંતે તેમણે નિશ્ચય કર્યો કે, 'ભલે, પુત્રનો પ્રાણ જાય, પણ અસત્ય તો નજ બોલાય.' તેમણે પોતાના પુત્રને કહ્યું કે, "બેટા! સાંભળ, સુધન્વાના પિતા અંગિરા મારા કરતાં અને તેની માતા તારી માતા કરતાં શ્રેષ્ઠ છે. તેથી સુધન્વા તારા કરતાં ઉચ્ચ છે, તેમાં જરા પણ સંદેહ કરવાની જરૂર નથી."

"પ્રહ્‌લાદનો આ નિષ્પક્ષપાતી ઉત્તર સાંભળી સુધન્વાએ કહ્યું કે, "હે રાજન્!સંસારમાં પિતાને પુત્રથી અધિકવહાલી કોઈ વસ્તુ નથી. તે પુત્રનો પણ મોહ છોડી આપે સત્યજ વાત કહી છે. તેથી હું આપના પુત્રને જીવતદાન આપું છું. પણ તે કેશિની પાસે જઈને મારી ઉચ્ચતાનો સ્વીકાર કરે અને આપની વાત ફરીથી તેને કહે." પ્રહ્‌લાદે પોતાના પુત્ર વિરોચનને કહ્યું કે, "તું સુધન્વાની સાથે કેશિની પાસે જઈને તેની મહત્તાનો સ્વીકાર કર અને સુધન્વાના પગ ધોઇને આચમન કર." પિતાની આજ્ઞાથી વિરોચને કેશિની પાસે જઇને પિતાનો નિર્ણય ફરી કહી સંભળાવ્યો અને સુધન્વાના પગ ધોયા. કેશિનીએ વિરોચનને પગ ધોતો જોઈને કહ્યું કે, "જ્યારે તમે પોતાની પ્રશંસા પોતેજ કરતા હતા ત્યારે તમે નાના દેખાતા હતા; અને અત્યારે બ્રાહ્મણનો આદરસત્કાર અને વિનય કરવાથી કંઈ પણ કહ્યા સિવાય તમે ઉચ્ચ બન્યા છો. તમારા પિતાને પણ ધન્ય છે કે, પુત્રનો મોહ નહિ રાખતાં તેમણે સત્ય વાતજ કહી; અને તમે પણ પિતાની આજ્ઞા પાળીને તથા મારી સામે આ વાતનો સ્વીકાર કરીને ધન્ય થયા છો. ધન્ય છે તમને અને તમારાં માતપિતાને!"

# ૧૪—ભાઈભાઈમાં કુસંપ કરવો એજ વિનાશનું મૂળ છે

## (સુંદ અને ઉપસુંદની વાર્તા)

હિરણ્યકશ્યપુના વંશમાં સુંદ અને ઉપસુંદ નામના બે રાક્ષસ ભાઈઓ હતા. બન્ને ભાઇઓમાં એકબીજા પ્રત્યે ખૂબ સ્નેહ હતો. બન્નેનાં મન અને પ્રાણ એક હતાં. એ બન્ને ભાઈઓનો સ્વભાવ, વ્યવહાર, આચાર, વિચાર અને કાર્ય એકજ પ્રકારનાં હતાં. કોઈ પણ પ્રકારે તેમનામાં મતભેદ પડતો નહોતો. એ બન્ને ત્રણે લોકના વિજયની ઇચ્છાથી વિંધ્યાચળ ઉપર જઈ તપસ્યા કરવા લાગ્યા. તેમણે સાંસારિક સુખના પદાર્થો છોડી દઈ વલ્કલ ધારણ કરી, કંઈ પણ ખાધાપીધા વિના ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી. તેમની આવી ઉગ્ર તપશ્ચર્યા જોઇ દેવતાઓને ભય લાગ્યો. તેમણે વારંવાર તેમની તપશ્ચર્યામાં અનેક પ્રકારનાં વિઘ્નો નાખવા માંડ્યાં, પણ તેઓ પોતાની તપશ્ચર્યાથી જરા પણ ચલિત થયા નહિ. આખરે દેવતાઓ તેમનાં માતપિતા અને પુત્રપરિવારને મારતા મારતા તેમની પાસે લઈ ગયા; તો પણ તેઓ તેમના તપમાંથી ડગ્યા નહિ. જ્યારે દેવતાઓ સર્વ રીતે હાર્યા ત્યારે બ્રહ્માએ તેમને કહ્યું કે, “એ બન્ને કોઈ પણ પ્રકારે તપશ્ચર્યા નહિ છોડે.” આખરે લાચાર થઈને બ્રહ્માએ તેમને વરદાન આપ્યું કે, “તમને ત્રણે લોકમાં કોઈ પણ મારી શકશે નહિ.” પછી તેઓ પ્રસન્ન ચિત્તે વરદાન લઇને ઘેર આવ્યા.

વરદાન લઇને ગર્વથી છકી ગયેલા એ બન્ને ભાઇઓ ત્રણે લોકને જીતવા સૈન્ય તૈયાર કરી બહાર નીકળ્યા. પહેલાં તેઓએ દેવલોકને જીત્યા અને પછીથી પાતાળલોકને પણ જીત્યા. એ બન્ને લોક જીત્યા પછી તેઓ મૃત્યુલોકમાં ઉત્પાત કરવા લાગ્યા. જે બ્રાહ્મણો અને ઋષિઓને તેમણે યજ્ઞ, પૂજા, પાઠ, જપ, તપ વગેરે કરતા દેખ્યા તેમને પકડી પકડીને મારી નાખ્યા. જે લોકો પર્વતની ગુફાઓ અને જંગલોમાં સંતાઈ રહ્યા હતા તેમને પણ શોધી શોધીને માર્યા. સર્વે લોકો ડરના માર્યા થરથર કંપવા લાગ્યા. કોઇને જીવવાની આશા રહી નહિ. જેટલાં પૃથ્વી ઉપર પુણ્યકાર્ય થતાં હતાં તે બધાં લુપ્તપ્રાય થઈ ગયાં. આખરે બધા દેવતાઓ ખૂબ ગભરાઇ જઇને બ્રહ્માને શરણે આવ્યા અને ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. બ્રહ્માએ તેમને આશ્વાસન આપીને તેમના દુઃખનું કારણ પૂછ્યું. તેમણે સુંદ અને ઉપસુંદના સર્વ અત્યાચારો કહી સંભળાવ્યા અને એ દુષ્ટોથી પોતાની અને સમસ્ત સંસારની રક્ષા કરવા તેઓ વારંવાર વિનંતી કરવા લાગ્યા. આખરે બ્રહ્માજીએ વિચાર્યું કે, જો કોઈ તેમનામાં કોઈ પણ રીતે વિરોધ પાડે, તો તેઓ પોતેજ નાશ પામે અને સંસારનું પણ કલ્યાણ થાય. આ કામ માટે બ્રહ્માએ મોહિનીરૂપે તિલોત્તમા નામે અપ્સરાને મોકલી.

સુંદ અને ઉપસુંદ એ બન્ને ભાઈઓનો ત્રણે લોકમાં હવે કોઈ પણ શત્રુ રહ્યો નહોતો. તેઓ હવે નિશ્ચિંત થયા હતા અને આનંદથી સુખ ભોગવતા હતા. ક્યારેક સ્વર્ગમાં, ક્યારેક પાતાળમાં, ક્યારેક ઘરમાં તો ક્યારેક બહાર, એમ

ઇચ્છામાં આવે તે પ્રમાણે તેઓ રહેતા અને ભોગવિલાસમાં પોતાનો સમય ગાળતા હતા. એક વખત તેઓ પોતાના બાગમાં ફરતા હતા. બન્ને ભાઇઓ દારુ પીને ગાંડાતૂર બનેલા હતા અને તેમનામાં કંઈ પણ વિવેકબુદ્ધિ રહી નહોતી. એટલામાં તિલોત્તમા ફૂલ વીણતી વીણતી એ બાગમાં આવી પહોંચી. બન્નેનું ધ્યાન તેના તરફ ગયું. તેની સુંદરતાએ તેમને મોહિત કરી દીધા અને તેઓ ભાન ભૂલીને તેની પાસે જઈ પહોંચ્યા. બન્નેના મનમાં તેને પોતાની કરી લેવાનો વિચાર હતો. જે બન્ને ભાઈઓમાં અત્યાર સુધી એકતા હતી, પરંતુ હવે આ સ્રીને લીધે તેઓમાં પોતપોતાપણું આવ્યું. જેમનામાં કંઈ પણ ભેદભાવ ન હતો તેમનામાં એક સ્રીએ ભેદભાવ ઉત્પન્ન કર્યો. હવે તેઓ તેને પકડવા દોડયા. એકે તેનો ડાબો હાથ પકડ્યો અને બીજાએ જમણો. સુંદે કહ્યું કે, "આ મારી સ્રી છે, એને છોડી દે." ઉપસુંદે પણ એમજ કહ્યું. એમ કહી એક એક બાજુ ખેંચે તો બીજો બીજી બાજુ. એ પ્રમાણે બન્નેમાં ખૂબ ખેંચતાણ થવા લાગી. વાતવાતમાં ઝગડો વધી પડયો અને બન્ને વચ્ચે લડાઈ જામી. જે બન્ને ભાઇઓ એકબીજાના સહાયક અને પરમ મિત્ર હતા, તેઓ એક સ્રી માટે શત્રુની પેઠે લડવા લાગ્યા. તેઓ દારુના નશામાં પોતાનું કે પારકું સર્વ ભૂલી ગયા અને પરસ્પર ખૂબ લડીને એકબીજાને હાથે માર્યા ગયા. હાય! એક સ્રી ખાતર અને બળવાન હોવા છતાં નશામાં ભૂંડાં કર્મ કરવાથી સુંદ અને ઉપસુંદ બન્ને ભાઈઓનો નાશ થયો. ખરેખર, અંદરઅંદરની ફાટફૂટ ઘણીજ નુકસાનકારક છે. ભાઈભાઈની ફાટફૂટથી સર્વસ્વનો અવશ્ય નાશ થાય છે.

## ૧૫-૯૯ પ્રતિજ્ઞા અને ક્ષમા

### (દ્રોણ અને દ્રુપદની વાર્તા)

ભરદ્વાજ મુનિના પુત્ર દ્રોણાચાર્ય અને પંચાલ દેશના રાજકુમાર દ્રુપદ, મહર્ષિ અગ્નિવેશ મુનિ પાસે અસ્ત્રવિદ્યા શીખતા હતા. બન્ને નિયમપૂર્વક બ્રહ્મચર્ય પાળીને ગુરુની સેવા કરતા હતા. બન્ને એક સાથે રહેવાથી, એક સાથે કામ કરવાથી અને એકજ ગુરુની પાસે એકજ વિષયનો અભ્યાસ કરતા હોવાથી, તેઓ બન્ને વચ્ચે ખૂબ મિત્રતા થઈ હતી. એક દિવસ દ્રુપદે કહ્યું કે, "હે મિત્ર દ્રોણ! હું મારા પિતાનો વહાલો પુત્ર છું. જ્યારે પિતા મને રાજગાદી આપશે અને મારો અધિકાર થશે, ત્યારે રાજ્યનું ધન, જન, માન, મર્યાદા અને સઘળી સંપત્તિ તને અર્પણ કરીશ." દ્રુપદની વાત દ્રોણે પોતાના હૃદયમાં રાખી. બન્ને ભણી રહ્યા ત્યારે પ્રેમથી એકબીજાને ભેટીને પોતપોતને ઘેર ગયા.

દ્રોણે કેટલાક દિવસ સુધી તપ કર્યા પછી પિતાની આજ્ઞાનુસાર કૃપાચાર્યની બહેન કૃપી સાથે લગ્ન કર્યું. તેની આ સ્ત્રી બહુ પતિવ્રતા અને ધર્માત્મા હતી. તેના ગર્ભથી દ્રોણને ત્યાં એક પુત્ર થયો. તેનું નામ તેમણે અશ્વત્થામા પાડ્યું. એ વખતે દ્રોણે પરશુરામ પાસે જઈ ધન માટે પ્રાર્થના કરી. તેણે કહ્યું કે, "મારી પાસે ધન તો નથી, કેમકે મેં તો રાજાઓને જીતીને સર્વ ધન બ્રાહ્મણોને દાનમાં આપી દીધું છે. હવે મારી પાસે અસ્ત્રશસ્ત્ર-વિદ્યા રહી છે. જો તમે ઇચ્છતા હો તો

હું તમને એ વિદ્યા ભણાવું." એ સાંભળી દ્રોણ પ્રસન્ન થયા અને સર્વ વિદ્યા તેમની પાસેથી સરસ રીતે શીખી લીધી.

એક વખત અશ્વત્થામા પોતાના ગોઠિયાઓને દૂધ પીતા જોઈને પોતાના પિતા દ્રોણ પાસે રડતો રડતો જઈ દૂધ માગવા લાગ્યો. અશ્વત્થામાને તરતજ દૂધ ન મળ્યું એટલે તે વધારે ને વધારે રડવા લાગ્યો. બાળકને કકળતું જોઈ દ્રોણને બહુ દુઃખ થયું. તે દૂધ શોધવા બહાર ગયા, પણ કોઈ પણ જગાએથી મળી શક્યું નહિ. આ તરફ ગોઠિયાઓએ પાણીમાં લોટ ભેળવીને તેને દૂધ કહી અશ્વત્થામાને પાઈ દીધું. અશ્વત્થામા પ્રસન્ન થઈ નાચવા લાગ્યો. આ જોઈને ગોઠિયાઓ તાળીઓ પાડીને અશ્વત્થામાની મશ્કરી કરવા લાગ્યા. દ્રોણ પોતાના પુત્રની આ દુર્દશા અને બીજા છોકરાઓની મશ્કરી જોઈને મનમાં ને મનમાં બળીને ખાખ થઈ જવા લાગ્યા. તેમણે નિશ્ચય કર્યો કે, 'કોઈ પણ રીતે આ દુઃખ દૂર કરવું જોઈએ. દ્રુપદ હવે રાજા થયેલો છે. તે મારો બાળપણનો મિત્ર છે અને તેણે મને વચન આપ્યું છે કે, 'રાજ્ય મળ્યા પછી હું તમને સર્વસ્વના માલિક બનાવી દઈશ.' તો તે વધારે નહિ તો મારું થોડુંઘણું દુઃખદારિદ્રય દૂર થાય, એટલું તો જરૂર આપશે. તેને મળ્યા સિવાય હવે મારી ઇચ્છા પૂર્ણ નહિ થાય. હવે મારે એની પાસે જવું જોઇએ.'

દ્રોણ દ્રુપદ રાજા પાસે ગયા અને પોતાના દુઃખની કહાણી તેમને કહી સંભળાવી અને કહ્યું કે, "હું તમારો જૂનો મિત્ર દ્રોણ છું. આપને આપે કહેલી વાત જરૂર યાદ હશે. હું મહા સંક-

ટમાં આવી પડવાથી આપની પાસે આવ્યો છું. મને વિશ્વાસ છે કે, તમે મને નહિ ભૂલી ગયા હો." આ સાંભળી લક્ષ્મીથી મદમત્ત થયેલા દ્રુપદ રાજાએ દ્રોણનો બહુ અનાદર કર્યો અને કહ્યું કે, "બાળપણની વાતો આજે ભૂલી જાવ. તમારા જેવા ભીખ માગતા બ્રાહ્મણ અને મારા જેવા રાજાની જોડે મિત્રતા થવીજ અસંભવિત છે. પંડિત અને મૂર્ખ, તેમજ વીર અને કાયરની મિત્રતા જેમ સંભવતી નથી, તેમ ધનવાન અને ગરીબની મિત્રતા પણ અસંભવિત છે. હવે આપ આપની સર્વ આશા મૂકી દેજો." આ સાંભળી દ્રોણે તેજ સમયે દ્રુપદનું કાસળ કાઢવાની પ્રતિજ્ઞા લીધી.

દ્રુપદ રાજાનાં આવાં કટુ વચનથી દ્રોણ ક્રોધાયમાન થઈ ચાલી નીકળ્યા અને હસ્તિનાપુરમાં કૌરવ–પાંડવોને અસ્ત્રવિદ્યા શીખવવા લાગ્યા. કેટલાક દિવસ પછી જ્યારે સર્વ રાજકુમારો ભણીગણીને હોશિયાર થયા અને યુદ્ધકળામાં પ્રવીણ થઈ ગયા. ત્યારે દ્રોણે તેમની પાસે ગુરુદક્ષિણા માગવાનો વિચાર કર્યો. તેમને દ્રુપદનાં એ કટુ વચનો યાદ હતાં અને તેણે કરેલો અનાદર પણ તેમને બહુ સાલતો હતો. તેમણે પોતાના શિષ્યોને કહ્યું કે, "હું તમારી પાસે એ ગુરુદક્ષિણા માગું છું કે, તમે દ્રુપદ રાજાને હરાવી કેદ કરીને મારી સમક્ષ ખડો કરો."

આ સાંભળી અર્જુન વગેરે લડાયક વીરોએ યુદ્ધની સર્વ પ્રકારે તૈયારી કરી પાંચાલ દેશ પર ચડાઈ કરી. દ્રુપદે ચડાઈના સમાચાર જાણ્યા ત્યારે તે પણ યુદ્ધ માટે રાજધાનીમાંથી બહાર નીકળ્યો. પછી દ્રુપદ સાથે કૌરવ–પાંડવોને ભારે યુદ્ધ

થયું. આખરે હોશિયારીથી લડતાં લડતાં અર્જુને દ્રુપદના રથ ઉપર ચઢી જઈ તેને પકડી લીધો. એ જોઇને દ્રુપદની સઘળી સેના નાસભાગ કરવા લાગી અને સર્વે રાજકુમારો તેની પાછળ પડ્યા. અર્જુને ભીમને કહ્યું કે, "હવે સેનાનો નિરર્થક નાશ કરવાની કંઈજ જરૂર નથી. ચાલો, હવે આપણે ગુરુજી પાસે જઈ તેમને ગુરુદક્ષિણા આપીએ." ત્યાર પછી સર્વેએ દ્રુપદને લઈ જઇને દ્રોણગુરુ પાસે હાજર કર્યો.

દ્રોણે પોતાની સમક્ષ ઊભેલા ધનમાન વિનાના અને શરણે આવેલા દ્રુપદને જોઇને કહ્યું કે, "મારી આજ્ઞાથી તમારું સર્વ કાંઈ નાશ પામ્યું છે. હવે તમારું જીવન-મરણ પણ મારા હાથમાં છે; પણ તમારે ડરવાનું કંઈજ કારણ નથી. હું તમારા જેવા મિત્ર સાથે ખરાબ વર્તન ચલાવવા ઇચ્છતો નથી. તમે મારા બાળપણના મિત્ર છો. એ મિત્રતાને લીધે અત્યારે તમે મને જે કંઈ કહો તે કરવા હું તૈયાર છું. તમેજ કહ્યું હતું કે, 'ગરીબ અને ધનવાનની મિત્રતા ન હોઈ શકે.' અત્યારે હું ધનવાન છું અને તમે ગરીબ છો. તમારા કહેવા પ્રમાણે આપણી વચ્ચે મિત્રતા ન હોઈ શકે. તેથી હું તમારું અર્ધું રાજ્ય તમને પાછું સોંપું છું અને અર્ધું રાજ્ય મારી પાસે રાખું છું. હવે સરખાપણાને લીધે આપણા બન્નેની મિત્રતા થઈ શકે છે. જો તમારી ઇચ્છા હોય તો હું તમારી સાથે મિત્રતા કરવા તૈયાર છું."

દ્રોણાચાર્યનું આ વાક્ય સાંભળી દ્રુપદે કહ્યું કે, "આપ જેવા વીર, તેજસ્વી અને મહાત્મા છો, તેવાજ ક્ષમાશીલ,

દયાળુ અને હિતેચ્છુ છો અને એટલેજ આપ આવાં વચન ઉચ્ચારો છો. હું આજથી આપનો મિત્ર બનીને આપને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરીશ. મેં મૂર્ખાઈ અને અભિમાનને વશ થઈ જે અપરાધ કર્યો છે, તેની મને ક્ષમા આપો." આ સાંભળી દ્રોણાચાર્યે ક્ષમા આપી; અને તેનાં બંધન છોડાવી નાખ્યાં તથા તેને અર્ધું રાજ્ય સોંપી વિદાય કર્યો.

# ૧૬—સત્ય અને પ્રતિજ્ઞાપાલન

## ( ભીષ્મ અને સત્યવતીની વાર્તા )

શાન્તનુ રાજાને સત્યવતી નામની સ્ત્રીથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામના બે પુત્ર થયા હતા. જ્યારે શાન્તનુ રાજા સ્વર્ગવાસ પામ્યા ત્યારે ભીષ્મે પોતાની સાવકી માતા સત્યવતીની આજ્ઞાનુસાર ચિત્રાંગદને ગાદીએ બેસાડ્યો. પણ કમભાગ્યે તે થોડાજ દિવસોમાં એક બળવાન ગંધર્વ સાથે યુદ્ધ કરતાં માર્યો ગયો. ભાઈના મૃત્યુથી ભીષ્મ ખબ શોકાતુર થયા અને નાના ભાઈ વિચિત્રવીર્યને ગાદી પર બેસાડ્યો. તે બહુ નાનો હતો અને રાજકાર્ય ચલાવી શકે તેવો ન હતો. તેથી ભીષ્મ મંત્રી તરીકે સર્વ કામ કરવા લાગ્યા.

જ્યારે વિચિત્રવીર્ય ઉંમરલાયક થયો, ત્યારે ભીષ્મ કાશીરાજના સ્વયંવરમાંથી તેની ત્રણે કન્યાઓ હરી લાવ્યા. તેમાંથી અંબા નામની મોટી કન્યા એક શાલ્વરાજ નામના રાજા ઉપર પ્રેમ રાખતી હતી એટલે તેને છોડી દીધી. પછી અંબિકા

અને અંબાલિકા નામની બન્ને કન્યાઓ સાથે વિચિત્રવીર્યનાં લગ્ન કરવામાં આવ્યાં. પરંતુ વિચિત્રવીર્ય પણ બહુ દિવસ રાજ્ય ભોગવી શકયો નહિ અને જુવાનીમાંજ મૃત્યુના મુખમાં પડયો.

સત્યવતી પુત્રશોકથી બહુ ગભરાઈ ગઈ; અને તેને વંશ જવાની ઘણી બીક લાગી. અંતે કોઈ ઉપાય નહિ જડવાથી તેણે ભીષ્મને કહ્યું કે, "તમે લગ્ન કરો અને રાજ્ય ચલાવો." માતાનું આ વચન સાંભળી ભીષ્મે કહ્યું કે, "મેં લગ્ન નહિ કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે, તે તો આપને માલૂમ હશેજ. હું ફરીથી પણ એજ સત્ય પ્રતિજ્ઞા લઉં છું, સાંભળોઃ 'હું ત્રણે લોકનું રાજ્ય છોડી શકીશ, ઇન્દ્રપદનો ત્યાગ કરી શકીશ અને એથી પણ વધારે જો કોઈ ઇચ્છવાયોગ્ય અને ઉત્તમ વસ્તુ હોય તો તેને પણ છોડી શકીશ; પરંતુ હું સત્યનો કદી પણ ત્યાગ કરીશ નહિ. કદાચ સૂર્ય પોતાનું તેજ છોડી દે અને ચંદ્ર પોતાની શીતળતા તજી દે, તો પણ હું સત્યનો ત્યાગ કરીશ નહિ. હું જીવનપર્યંત લગ્ન કરીશ નહિ ને બ્રહ્મચારી રહીશ.'"

ભીષ્મે જીવનપર્યંત આ મહાન પ્રતિજ્ઞાનું પાલન કર્યું, મંત્રીની માફક રાજ્યકાર્ય કર્યું, પણ માતાના કહેવા છતાં પણ ભાઈના સિંહાસનનો સ્પર્શ પણ કર્યો નહિ. ધૃતરાષ્ટ્ર અને પાંડુનું પુત્રની પેઠે પાલન કરી, ઉંમરલાયક થતાં તેમને રાજ્ય સોંપી દીધું અને પોતે પહેલાંની પેઠે મંત્રી અને સેનાપતિ થઇને રાજ્યરક્ષા કરતા રહ્યા.

ધૃતરાષ્ટ્રના પુત્રોએ જ્યારે ભીષ્મનું કહેવું ન માન્યું અને

મહાસંગ્રામ કરવા તૈયાર થયા, ત્યારે પણ તેમણે પોતાનું આપેલું રાજ્ય ખૂંચવી લીધું નહિ; તેમજ કંઈ ડખલ પણ કરી નહિ. તેઓ અસાધારણ બળવાન રાજકુમાર હોવા છતાં પણ તેમણે કોઈ દિવસ રાજ્ય કરવાની ઇચ્છા કરી નહિ અને જીવનપર્યંત કઠોર બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યું. પિતાને પ્રસન્ન કરવા માટે તેમણે સમગ્ર રાજ્ય અને આ લોકનાં સર્વ સુખોનો તૃણની પેઠે ત્યાગ કર્યો. આ પ્રકારનો સ્વાર્થત્યાગ, આત્મસંયમ, સત્યપ્રેમ અને દૃઢ પ્રતિજ્ઞાપાલનનું દૃષ્ટાન્ત જગતમાં દુર્લભ છે. એ બધાં કર્મોથી ભીષ્મ આજે સદેહે હયાત નથી, છતાં પણ તેઓ જનસમાજના હૃદયમાં વિરાજમાન છે. તેમને સર્વ કોઈ સર્વશ્રેષ્ઠ ભીષ્મ પિતામહ અર્થાત્ ભીષ્મદાદા કહે છે. ધન્ય ભીષ્મ પિતામહ! ધન્ય!

## ૧૭—ધૈર્ય અને ધર્મનિષ્ઠા

### (ધર્મરાજ અને યક્ષની કથા)

પાંડવો જ્યારે દ્વૈતવનમાં રહેતા હતા, ત્યારે એક દિવસ શિકાર ખેલવા બહાર ગયા હતા. પાંચે ભાઈ એક મૃગની પાછળ પાછળ ગાઢ જંગલમાં દૂર સુધી જઈ પહોંચ્યા. ત્યાં તેઓ ભૂખતરસથી બહુ આકુળવ્યાકુળ થઈ એક ઝાડ નીચે બેઠા. યુધિષ્ઠિરે સહદેવને કહ્યું કે, "જો આસપાસ ક્યાંક પાણી હોય તો શોધી લાવો." સહદેવ આજ્ઞા મળતાં એક દિશામાં જળાશયની શોધમાં ચાલ્યા. કેટલેક દૂર ગયા પછી એક સુંદર

સરોવર આવ્યું. સરોવર જોતાંજ તરસ્યા સહદેવ જેવા પાણી લેવા જાય છે કે તરતજ એક યક્ષે ગુપ્ત રહીને કહ્યું કે, "હે સહદેવ ! આ જળાશય પર મારો અધિકાર છે. મારા પ્રશ્નોના ઉત્તર આપ્યા સિવાય પાણી પીવાનું સાહસ ન કરો." પણ તરસને લીધે સહદેવે યક્ષની પરવા નહિ કરતાં પાણી પી લીધું. પરંતુ જેવા પાણી પીને તે બહાર નીકળ્યા કે તરતજ તેઓ કિનારા પર મૂર્છા ખાઈ ઢળી પડ્યા. સહદેવને આવતાં વાર થઈ ત્યારે ચિંતાતુર થઈ યુધિષ્ઠિરે નકુળને મોકલ્યા. નકુળે પણ ત્યાં જઈને યક્ષની વાત ન માની અને પાણી પીને તે પણ મૂર્છિત થઈ ગયા. એજ દશા યુધિષ્ઠિરના મોકલવાથી અર્જુન અને ભીમની પણ થઈ.

જ્યારે સર્વની આ દશા થઈ, ત્યારે વ્યાકુળ થઇને યુધિષ્ઠિર ઊઠ્યા અને જે બાજુ ચારે ભાઇઓ ગયા હતા તે તરફ ચાલી નીકળ્યા. થોડેક દૂર ગયા પછી તેમને એક સુંદર બગીચો દેખાયો અને તેટલામાંજ એક સ્વચ્છ સરોવર મળી આવ્યું. સરોવરને કિનારે પહોંચતાંજ યુધિષ્ઠિર વિશાળ શરીરવાળા પોતાના ચારે ભાઇઓને મૃતવત્ પડેલા જોઈ બહુ શોકાતુર થયા અને રોતા રોતા વિલાપ કરવા લાગ્યા. જ્યારે ચિત્ત જરા શાંત પડ્યું, ત્યારે ભાઇઓને જોઇને તે વિચાર કરવા લાગ્યા કે, 'અહીં કોઈ આવ્યું તો છે નહિ; કેમકે બીજા કોઈનાં પગલાં દેખાતાં નથી. જો શત્રુઓએ ગુપ્ત રીતે તેમને હણ્યા હોય, તો તેમના શરીર ઉપર કોઈ શસ્ત્રનું નિશાન પણ કેમ નથી? આ બધા મારા ભાઇઓ શૂરવીર છે. સહેજમાં કોઇને વશ થઈ તેઓ

પોતાના પ્રાણ છોડી દે એમ તો કદી બનેજ નહિ. ગમે તેમ હો, આ સરોવરના પાણીમાં ઝેર હોવું જોઇએ. મને લાગે છે કે, દુર્યોધને આ તળાવમાં પણ ઝેર નાખેલું છે. કેમકે તેને માટે કંઈ પણ અસાધ્ય નથી. મારે હવે પાણીની પરીક્ષા કરવી જોઇએ.' એમ વિચારીને યુધિષ્ઠિર પાણીમાં ઊતર્યા કે તરતજ બીજા ભાઇઓએ જે શબ્દો સાંભળ્યા હતા તેજ તેમને સંભળાયા. યુધિષ્ઠિરે ચોતરફ જોયું પણ કોઈ દેખાયું નહિ. યક્ષે કહ્યું કે, "હે યુધિષ્ઠિર! હું યક્ષ છું, તમારા ભાઇઓ મને મારી નાખે એથી હું તેમને પ્રત્યક્ષ દેખાયો નહોતો; પરંતુ તમારાથી તો હું ડરતો નથી તેથી પ્રત્યક્ષ થઇને કહું છું કે, આ સરોવર પર મારો અધિકાર છે. તેમણે મારી વાત ન માની અને મનાઈ કરવા છતાં પણ બળાત્કારે પાણી પીધું, તેથી તેઓ આ દશાને પામ્યા છે. જો તમે પણ મારી વાત નહિ માનો, તો તમારે પણ તમારા ભાઇઓની દશાને પામવું પડશે. જો તમારું ભલું ઇચ્છતા હો તો પહેલાં મારા પ્રશ્નોના ઉત્તર આપો અને પછી પાણી પીઓ." આ સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, "જો એમજ છે તો જે વસ્તુ પર તમારો અધિકાર છે, તેનો હું ઉપયોગ કરવા ઇચ્છતોજ નથી. હવે તમારે જે કંઈ પૂછવું હોય તે પૂછો; હું મારી શક્તિ અનુસાર તેના ઉત્તર આપીશ."

યક્ષે કહ્યું: "પૃથ્વીથી મોટું કોણ છે? સ્વર્ગથી ઊંચું કોણ છે? અને વાયુથી જલદી ચાલનાર કોણ છે?"

યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો: "પૃથ્વી કરતાં માતા મોટી છે, પિતા સ્વર્ગ કરતાં પણ ઉચ્ચ છે અને વાયુ કરતાં પણ વેગવાન, જલદી ચાલનારું માણસનું મન છે."

યક્ષ—પરદેશીના, ગૃહસ્થના, મરનારના અને રોગીના મિત્ર કોણ કોણ છે?

યુધિષ્ઠિર—પરદેશીનો મિત્ર તેનો સાથી, ગૃહસ્થનો મિત્ર તેની સ્ત્રી, મરનારનો મિત્ર તેણે કરેલું દાન અને રોગીનો મિત્ર તેની દવા કરનાર વૈદ્ય છે.

યક્ષ—ધર્મ, યશ, સ્વર્ગ અને સુખનો આધાર શાના શાના ઉપર રહેલો છે તે આપ કહો.

યુધિષ્ઠિર—એ સર્વેનો આધાર દયા, દાન, સત્ય અને સુચારિત્ર્ય ઉપર રહેલો છે.

યક્ષ—આ લોકમાં કયો ધર્મ સર્વથી મુખ્ય છે? કઈ વસ્તુ-ને રોકવાથી શોક નથી થતો? અને કોની સાથે કરેલી મિત્રતા જીવનપર્યંત છૂટતી નથી?

યુધિષ્ઠિર—અહિંસા પરમ ધર્મ છે, મનને રોકવાથી શોક નથી થતો અને સજ્જનોની મિત્રતા કદી છૂટતી નથી.

યક્ષ—શું શું છોડવાથી મનુષ્ય સર્વને પ્રિય, શોકરહિત, ધનવાન અને પરમ સુખી થાય છે?

યુધિષ્ઠિર—મનુષ્ય અભિમાન છોડવાથી સર્વનો સ્નેહી, ક્રોધ છોડવાથી શોકરહિત, ઇચ્છા છોડવાથી ધનવાન અને લોભ છોડવાથી સુખી થાય છે.

યક્ષ—મનુષ્યનો ભારેમાં ભારે શત્રુ કોણ છે? કયા રોગ-ની દવા નથી? દુર્જન અને સજ્જન કોને કહે છે?

યુધિષ્ઠિર—ક્રોધ સર્વથી પ્રબળ શત્રુ છે, લોભ એ એક મહા ભારે રોગ છે, તેમજ સર્વ જીવોનું ભલું કરનાર સજ્જન અને નિર્દય પુરુષ દુર્જન છે.

યક્ષ—સ્થિરતા, ધીરતા, સ્નાન અને દાન એ શું છે?

યુધિષ્ઠિર–પોતાના ધર્મમાં દઢ રહેવું તે સ્થિરતા, પોતાની ઇન્દ્રિયોને રોકવી તે ધીરતા, મનની મલિનતા દૂર કરવી તે સ્નાન અને જીવોની રક્ષા કરવી તે દાન છે.

યક્ષ—પ્રિય બોલવાનું, વિચારપૂર્વક કાર્ય કરવાનું, ઘણાઓ સાથે મિત્રતા રાખવાનું અને પોતપોતાના ધર્મમાં જોડાઈ રહેવાનું શું શું ફળ છે?

યુધિષ્ઠિર—પ્રિય બોલનાર સર્વનો વહાલો થાય છે, વિચારપૂર્વક કામ કરનારને સર્વત્ર લાભ અને વિજય મળે છે, બહુ મિત્રોવાળો મનુષ્ય સુખથી રહે છે અને ધર્માત્મા પુરુષ કોઈ ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે યક્ષના અનેક પ્રશ્નોના યુધિષ્ઠિરે યથાર્થ ઉત્તર આપ્યા. ત્યારે યક્ષે પ્રસન્ન થઈને કહ્યું: "હું તમારા ઉત્તરોથી બહુ ખુશ થયો છું. તેથી તમે તમારા મૃતવત્ પડેલા ભાઈઓ માંથી જે કોઇને કહો તેને જીવતો કરું" યુધિષ્ઠિરે કહ્યું કે, "જો આપ પ્રસન્ન થયા હો તો આ મારા નાના ભાઈ નકુળને જીવતો કરો." યક્ષે કહ્યું કે, "તમે સર્વથી બળવાન ભીમ અને સર્વથી વીર અર્જુન જેવા સહોદર ભાઈઓને છોડી, સાવકી માતાના પુત્ર નકુળને જીવતો કરવાનું કેમ કહો છો?"

યુધિષ્ઠિરે યક્ષની આ વાત સાંભળી કહ્યું કે, "લોકો મને ધર્મરાજ કહે છે, તો પછી હું અધર્મ કેમ કરું? જે ધર્મની રક્ષા કરે છે તેને ધર્મ પણ બચાવે છે; અને જે ધર્મનો નાશ કરે છે તેનો ધર્મ પણ નાશ કરી દે છે. તેથી હું ધર્મ નથી

છોડતો એટલે તે પણ મને ન છોડે. જો કે તમારી દૃષ્ટિએ નકુળ, સહદેવ ભીમ અને અર્જુન જુદા જુદા માલૂમ પડે છે અને તેથી દૂરના ભાઈઓને જિવાડવાની વાત છોડી દઈ સગા ભાઇઓને જિવાડવાનું કહો છો; પણ મારે તો ચારે ભાઈઓ સરખા છે. જેવી મારી માતા કુંતી છે, તેવી માદ્રી પણ છે. હું કુંતીનો એક પુત્ર બચી ગયો છું અને હવે નકુળને જિવાડીને માદ્રીને પણ પુત્રવતી બનાવવા ઇચ્છું છું."

યક્ષે કહ્યું: "તમે ખરેખર ધર્માત્મા છો. તમે આ ભાઈઓને જીવતા કરવામાં જરા પણ સ્વાર્થ નથી દર્શાવ્યો; તેથી તમારા ધર્મબળથી ચારે ભાઈઓ જીવતા થાઓ." એટલું કહેતાંજ ચારે ભાઈઓની મૂર્છા ઊતરી ગઈ અને તેઓ બેઠા થઈ એકબીજાને મળ્યા. પછી તેઓ પોતાની ભૂખતરસ મટાડી જ્યાં જવું હતું ત્યાં સુખપૂર્વક ચાલ્યા ગયા.

## ૧૮–ભાઈભાઈનો સાચો પ્રેમ

### (પાંડવો અને કૌરવોની વાર્તા)

પાંડવોએ દિગ્વિજય કરી રાજસૂય યજ્ઞ કર્યો અને તેમની સંપત્તિ અને પ્રતાપ કૌરવોએ દેખ્યાં, ત્યારે તેમના મનમાં ઈર્ષા થઈ આવી. આથી તેઓ કોઈ પણ પ્રકારે પાંડવોની માનહાનિ કરવાનો વિચાર કરવા લાગ્યા. પછી ધૃતરાષ્ટ્રના સૌથી મોટા પુત્ર દુર્યોધને પોતાના મામા શકુનિ સાથે પાંડવોને જુગાર રમવા બોલાવી, છળકપટથી તેમનું સર્વસ્વ જીતી લેવાનો દાવ

રચ્યો. ધૃતરાષ્ટ્રે પણ આ બાબતમાં સંમતિ આપી અને મિત્ર-ભાવે ચોપાટ ખેલવા પાંડવોને બોલાવ્યા.

પાંડવોએ પણ આ આમંત્રણનો સ્વીકાર કર્યો. તેમણે કૌરવો બોલાવે છતાં ન જવામાં પોતાની નિર્બળતા જોઈ. આથી યોગ્ય વખતે પાંડવો હસ્તિનાપુરમાં જઈ પહોંચ્યા. એક દિવસ ભરસભામાં જ્યાં મોટા મોટા વિદ્વાન અને ભીષ્મ તથા દ્રોણ જેવા વીરો બેઠા હતા, ત્યાં ચોપાટની રમત શરૂ થઈ. એક બાજુ શકુનિ અને બીજી બાજુ યુધિષ્ઠિર બેઠા. યુધિષ્ઠિરને ખબર ન હતી કે, કૌરવોએ છળકપટથી તેમનું સર્વસ્વ હરી લેવાની આ બાજી રચેલી છે. બન્ને બાજુથી રમત ચાલી. શકુનિ મહા કપટી હતો. તે છળપ્રપંચથી પાસા ફેંકીને દાવ જીતવા લાગ્યો. યુધિષ્ઠિર પોતાનું ધનધાન્ય દાવમાં મૂકવા લાગ્યા. અરે, તે એટલે સુધી કે, પોતાનું સામ્રાજ્ય પણ દાવમાં મૂકી દીધું અને તે પણ ચાલ્યું ગયું ! પછી ચારે ભાઈઓ અને પોતે પણ દાવમાં બેઠા અને હાર્યા. અન્તે કૌરવોના ઉશ્કેરવાથી દ્રૌપદીને પણ દાવમાં મૂકી; તેને પણ તેઓ હારી ગયા. આ પ્રમાણે ચોપાટ-ની રમતે પાંડવોને બરાબર ચોપટ કરી દીધા.

હવે કૌરવોના આનંદનો પાર ન રહ્યો. પાંડવોનું સામ્રાજ્ય યુદ્ધ સિવાય હાથમાં આવ્યું. પાંચે પાંડવ દાસ બન્યા. સાથે દ્રૌપદી પણ દાસી બની. પણ એટલાથીયે દુરાત્મા દુર્યોધનને તૃપ્તિ ન થઈ. હવે તેણે રાજમહેલમાંથી દ્રૌપદીને બોલાવી ભર-સભામાં પાંડવો સમક્ષ તેનું અપમાન કરવા ઇચ્છ્યું. તેણે એક માણસને દ્રૌપદીને રાજમહેલમાં બોલાવી લાવવા મોકલ્યો.

દ્રૌપદીએ તેને કેટલાક પ્રશ્નો પૂછી ઉત્તર માટે સભામાં મોકલ્યો. કોઇએ તેના ઉત્તર દીધા નહિ. અંતે દુર્યોધને દુઃશાસનને આજ્ઞા કરી કે, "તું જા અને દ્રૌપદીને કેશ પકડીને ખેંચી લાવ." આવો અધર્મ કરતાં દુર્યોધનને સર્વેએ અટકાવ્યો પણ તેણે માન્યું નહિ. દુઃશાસન દ્રૌપદીના કેશ પકડીને ઘસડતો ઘસડતો તેને સભામાં લાવ્યો. દ્રૌપદી સનાથ હોવા છતાં પણ અનાથની માફક સભામાં હાજર થઈ. તેનું શરીર ભય, લજ્જા અને ક્રોધથી થરથર કંપી રહ્યું હતું. તેણે પાંડવો સામે જોયું પણ તેઓ શું કરી શકે? તેઓ શરતમાં હારી બેઠેલા હતા. અને સત્ય તો તેઓ કેમ કરીને છોડે? તેમણે પોતાનાં શિર નીચાં નમાવી દીધાં. તેમને દ્રૌપદીની કરુણાપૂર્ણ દૃષ્ટિ જોતાં જે દુઃખ થયું, તેટલું તો રાજપાટ તથા પોતે હારી જવાથી પણ થયું નહોતું. પાંડવોને શરમાઈ ગયેલા જોઈ કૌરવોને ખૂબ આનંદ થયો. તેમને વધુ સતાવવા માટે તો દ્રૌપદીને ખેંચીને ભોંય પર પાડી અને તેને દાસી કહીને હસવા લાગ્યા.

દ્રૌપદીનું આ અપમાન પાંડવો સહન કરી શક્યા નહિ. તેમની ધીરજ ખૂટી ગઈ. ભીમથી ન રહેવાયું. તેણે ક્રોધથી પોતાના ભાઇઓ તરફ જોયું, પણ મોટાભાઇની આજ્ઞા વિના તે કંઈ પણ કરી શકયો નહિ. તેણે ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું કે, "આ વખતે તો મારા ભાઈ બંધાયેલા છે એટલે હું કંઈ પણ કરી શકતો નથી; પણ પ્રતિજ્ઞા કરું છું કે, આ અપમાનનો બદલો લીધા વિના હું રહેવાનો નથી." અર્જુને તેને શાન્ત પાડયો અને સભાના બધા લોકો દુર્યોધનને તેની આ પ્રકારની નીચતા માટે ખૂબજ ધિક્કારવા લાગ્યા.

દ્રૌપદીને આ પ્રમાણે સતાવવામાં દુર્યોધનની એ મતલબ હતી કે, ભાઈભાઈમાં વિક્ષેપ પડે. યુધિષ્ઠિર ધનધાન્ય, રાજપાટ સર્વ હારી ગયા, પોતાની સાથે ચાર ભાઇઓને પણ હારી ગયા, દ્રૌપદીને પણ હારી ગયા; પણ એ ચારે ભાઇઓએ તેમને કંઈ પણ કહ્યું નહિ; તેમજ તેમને આ બધું શરતમાં મૂકવાનો અધિકાર છે કે નહિ તેની ગડમથલમાં પણ પડયા નહિ.

જ્યારે દુર્યોધનનો મનોરથ સિદ્ધ થયો નહિ, ત્યારે તે દ્રૌપદીને હરેક પ્રકારે અનાદર અને અપમાન આપીને દુઃખ દેવા લાગ્યો; પરંતુ તેનો આ પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. પાંચે ભાઈઓ અટલ રહ્યા. યુધિષ્ઠિરની સત્યનિષ્ઠામાં કોઇએ કંઈ પણ અડચણ નાખી નહિ. પહેલાંની પેઠેજ ચારે ભાઇઓની યુધિષ્ઠિરમાં શ્રદ્ધા અને ભક્તિ રહ્યાજ કરી. આ મહામુશ્કેલીમાં પાંડવોએ પોતાનું જે ચારિત્ર્યબળ દાખવ્યું છે, તેની તુલનાજ થઈ શકે તેમ નથી. પ્રબળ પ્રતાપી પાંચે પાંડવો આવી દુર્દશામાં હોવા છતાં પણ ધૈર્યવાન અને પોતાની સત્યનિષ્ઠામાં અચળ રહ્યા. જે ભીમ અને અર્જુન ધર્મરાજની ઇચ્છા થતાંજ કૌરવોનો ક્ષણ માત્રમાં સંહાર કરી નાખે એવા હતા, તેઓ પણ ધર્મના વિચારથી પોતાના ભાઈ ધર્મરાજ સામું જોતા ઊભા રહ્યા; અને આટલું અપમાન થવા છતાં પણ, ભાઇની સમક્ષ હાથ જોડીને તેમનામાં ભક્તિભાવજ રાખી રહ્યા. આવો ભાઈભાઇનો પ્રેમ ભારતવર્ષ સિવાય બીજા કોઈ પણ દેશના ઇતિહાસમાં શોધ્યો જડે તેમ નથી.

આખરે ધૃતરાષ્ટ્રને આ કાર્ય અન્યાયપૂર્ણ લાગ્યું. તેથી

તેમણે દ્રૌપદીને સમજાવીપટાવીને કહ્યું કે, "તારે મારી પાસેથી જે કંઈ માગવું હોય તે માગી લે." દ્રૌપદીએ કહ્યું કે, "જો આપ પ્રસન્ન થયા હો, તો પાંચે પાંડવોને મારી સાથે દાસત્વમાંથી મુક્ત કરો. હું માત્ર એજ ઇચ્છું છું." ધૃતરાષ્ટ્રે એ પ્રમાણેજ કર્યું. આ રીતે સર્વે પાંડવો સ્વતંત્ર થયા.

# ૧૯—સત્યનો ધર્મ

## (કૌશિક બ્રાહ્મણ અને ચોરોની વાર્તા)

કૌશિક નામના એક બ્રાહ્મણ હતા. તે મહાતપસ્વી, સત્યવાદી અને ધર્માત્મા હતા. તે પોતાના ગામની પાસેજ જ્યાં નદીઓનો સંગમ થતો હતો ત્યાં રહેતા હતા. તેઓ એટલા બધા સત્યવાદી હતા કે, તેમનું નામ તે સમયે સત્ય બોલનારાઓમાં બહુ પ્રસિદ્ધિને પામ્યું હતું.

એક દિવસ તે મહામુનિ પોતાના સ્થાન પર બેઠા હતા, તેવામાં કેટલાક આદમીઓ તેમની પાસેથી પસાર થઈ ચોરોના ડરથી એક જંગલમાં સંતાઈ ગયા. થોડી વાર પછી તેમની પાછળ પડનારા ચોરો પણ ત્યાંજ આવી પહોંચ્યા. તેમણે મહાત્માને જોઈને પૂછ્યું કે, "હે ભગવન્ આપ મોટા સત્યવાદી છો. કૃપા કરીને કહો કે, આ તરફ નાસતા આવેલા લોકો કયા જંગલમાં ભરાઈ ગયા છે? તમે ત્યાં જવાનો ખરેખરો માર્ગ અમને બતાવો."

તે મહાત્મા ફક્ત સત્ય બોલવાનું જ જાણતા હતા. તેમને

સૂક્ષ્મ ધર્મનો વિચાર ન હતો. તેમણે સત્યનું પાલન કરતાં ઉત્તર દીધો કે, "કેટલાક લોકો હમણાં ઝાડ, વૃક્ષ અને વેલોથી ખીચોખીચ એવા આ વનમાં સંતાઈ ગયેલા છે." આ ઉત્તર દેતાં તેણે કંઈ પણ વિચાર કર્યો નહિ કે, "આ પૂછનારા તો ચોર છે અને પેલા આગળ જનારાઓ તેમનાથી ભયભીત થઈ નાસી ગયેલા છે. જ્યારે આ ચોરો તેમને મળશે ત્યારે તેઓ તેમને લૂંટી લેશે અને પેલાઓને મહાદુઃખ આવી પડશે. મારા સત્ય કહેવાથી તેમને દુઃખ દેવાનો ચોરોને ઠીક લાગ મળી જશે.' આવું સત્ય તે શા કામનું કે જેથી બીજાઓને દુઃખ અને નુકસાન થાય?

અંતે થયું પણ તેમજ. ચોરો તે જંગલમાં જઈ પહોંચ્યા અને તેમને પકડ્યા. એક તો ચોરોને પહેલેથીજ લૂંટવાની પ્રબળ ઇચ્છા હતી; તેમાં વળી આ વખતે તેમના નાસી જવાથી તેમને ખૂબ ક્રોધ ચઢયો હતો; તેથી તેમને ખૂબ માર્યા, પીટયા અને લૂંટયા. કેટલાક તો તેમના મારથી મરી પણ ગયા. બીજાઓને દુઃખદાયક થઈ પડનારા આ સત્યવચનનું ફળ એ આવ્યું કે, મૂઆ પછી મહાત્મા કૌશિકને નરકવાસ ભોગવવો પડયો. જેઓ સૂક્ષ્મ ધર્મનું તત્ત્વ નથી જાણતા, તેઓને આખરે એવાંજ પરિણામ ભોગવવાં પડે છે.

જેઓ ઓછું વાંચીલખી જાણે છે, જેમને ધર્મ—અધર્મનું યથાર્થ જ્ઞાન નથી, તેમણે તો જ્ઞાની, વૃદ્ધ અને વિદ્વાનો પાસેથી પોતાની શંકાઓનું સમાધાન કરી લેવું એજ ઉચિત છે. એમ નહિ કરવાથી તો પાપ થાય છે. કેમકે ધર્મ—અધર્મના વિષ-

યમાં વિશેષ વાતો જાણવી–સમજવી પડે છે; તેમાં કયાંક ક્યાંક શાસ્ત્ર–પુરાણોથી તો ક્યાંક કયાંક અનુમાનથી પણ કામ લેવું પડે છે. ધર્મનું જીવોની રક્ષા કરવાથીજ 'ધર્મ' એવું નામ પડયું છે. તેથી અહિંસાનાં કામ કરવાથીજ ધર્મ થાય છે. હિંસક જીવોથી હિંસા થાય નહિ તેટલા માટેજ ધર્મસૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. જેના વડે જીવોની રક્ષા થાય છે તે ધર્મ છે. જો કોઇ કોઇને મારવા માટે પૂછે તો ત્યાં મૌન રહેવું એજ યોગ્ય છે. જો બોલવુંજ પડે તો જૂઠું પણ બોલવું. એવા પ્રસંગે જૂઠું એ પણ સત્યમાંજ ગણાય છે. જીવહત્યા, વિવાહ, જાતિક્ષય અને મશ્કરી એટલા પ્રસંગોમાં જૂઠું બોલવાથી પાપ લાગતું નથી.

આ પ્રકારે જો કૌશિક મહાત્માએ ધર્મની દષ્ટિએ સત્ય બોલવાનો વિચાર કર્યો હોત અને ચોરો પૂછતાં જૂઠું બોલ્યા હોત તો પણ તેમને નરકમાં જવું પડત નહિ. આવોજ વિચાર દરેક રાખવો જોઇએ. સત્ય બોલીને કોઇને દુઃખ દેવું ઉચિત નથી.

## ૨૦—અપૂર્વ ઈન્દ્રિયસંયમ

### (અર્જુન અને ઉર્વશીની વાર્તા)

વનવાસના સમયમાં અર્જુન ઇન્દ્રલોકમાં અસ્ત્રશસ્ત્ર વિદ્યા શીખવા ગયા, ત્યારે ઇન્દ્ર તેમને જોઈને બહુ પ્રસન્ન થયા. તેમણે ખૂબ આદરસત્કાર કરીને અર્જુનને પોતાના અર્ધા આસન પર બેસાડ્યા અને તેમના આગમનના આનંદમાં મોટો ઉત્સવ કર્યો. ઇન્દ્રનો આવો ભાવ જોઈને દેવતાઓએ

પણ અર્જુનનો આદરસત્કાર કરી તેને ખુશ કર્યો. અનેક પ્રકારના ગંધર્વોનાં ગાયન થયાં અને અપ્સરાઓએ પણ નાચ-ગાન કરીને એ ઉત્સવના આનંદમાં વૃદ્ધિ કરી.

અર્જુન ઇન્દ્રલોકમાં સુખપૂર્વક રહીને અનેક પ્રકારની અસ્ત્રશસ્ત્ર વિદ્યા શીખવા લાગ્યો. ઇન્દ્રે ભારે પ્રસન્નતા અને તત્પરતાથી તેને સમંત્ર અસ્ત્રશસ્ત્ર ચલાવતાં શીખવ્યું. તે સર્વ વિદ્યા શીખી ચૂક્યો ત્યારે પોતાના ભાઈઓને મળવા માટે આકુળવ્યાકુળ થઈ ગયો અને તેનું મન એકદમ ઉદાસ થઈ ગયું. તે પોતાના ભાઈઓ પાસે આવવા ઉત્સુક થયેલો હતો; પણ ઇન્દ્રે તેને ખૂબ આગ્રહ કરીને આવવા દીધો નહિ. ઇન્દ્રને અર્જુન સાથે ખૂબ સ્નેહ બંધાયો હતો, એટલે ઇન્દ્રને પણ તેનાથી છૂટા પાડવાનું જરા પણ ગમતું નહિ.

ઇન્દ્રે જોયું કે, અર્જુન સર્વ કંઈ શીખી ચૂક્યો છે; ત્યારે તેણે કહ્યું કે, " હે અર્જુન! હવે તમે ચિત્રસેન પાસેથી નાચતાં, ગાતાં અને બજાવતાં શીખી લો. એ એક અદ્ભુત વિદ્યા છે. તમને તે બહુ કામમાં આવશે." પછી તેમણે ચિત્રસેનને અર્જુનને સંગીતવિદ્યા શીખવવાનું કામ સોંપ્યું. અર્જુન ઇન્દ્રની આજ્ઞાનુસાર નૃત્ય—ગાન શીખવા લાગ્યો. કોઈ વાર તેનું મન પોતાના ભાઈઓને યાદ કરી નિરાશ થતું, તો કોઈ વાર ગાવા—બજાવવામાં મસ્ત થઈ આનંદ પામતું હતું. કોઈ કોઈ વાર તો તેનું મન દુઃશાસન વગેરે કૌરવોની દુષ્ટતાથી બળી ઊઠતું અને દાંત પીસીને પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલા ક્રોધને તે દબાવી દેતો હતો. જો કે પોતાના મનના સર્વ ભાવો

તે પ્રગટ થવા દેતો નહિ તો પણ તે ભાવ છૂપા રહેતા નહિ.

ઇન્દ્રે અર્જુન પર પોતાની દૃષ્ટિ નાખી તેના મનના ભાવો સમજી લીધા ખરા, પણ તેમને મૂળ વાતની ખબર પડી નહિ. તેમણે વિચાર્યું કે, 'નાચગાન વખતે અર્જુનની નજર વારંવાર ઉર્વશી પર જતી હતી. ગમે તેમ હો, તેનું મન તેના પર ચોટયું લાગે છે. અર્જુન આવ્યો ત્યારથી આટઆટલા સુખમાં રહેવા છતાં તેના મુખ પર ઉદાસીનતાની છાયા દેખાઇ આવે છે, તેનું પણ આ એકજ કારણ લાગે છે.' તેમણે તરત ચિત્રરથને બોલાવી સર્વ સમાચાર કહ્યા અને સમજાવી પટાવીને તેને ઉર્વશીને ઘેર મોકલ્યો. ચિત્રરથે ઉર્વશી પાસે જઇને અર્જુનની ઘણી પ્રશંસા કરી અને તેને ઇન્દ્રની આજ્ઞા સંભળાવી. ઉર્વશી પહેલેથીજ અર્જુનનાં રૂપ—ગુણ પર મોહિત થઈ હતી. આ વખતે ચિત્રરથની સંમતિ અને ઇન્દ્રની આજ્ઞા મળતાંજ તે અર્જુન પાસે જવા આતુર થઇ. પરંતુ દિવસે તો તેનાથી જઈ શકાય તેમ નહોતું, તેથી તેણે રાત્રે જવાની પ્રતિજ્ઞા કરીને ચિત્રરથને વિદાય કર્યો.

જેવી સાંજ પડી કે તરતજ ઉર્વશીએ સ્નાન કરી અનેક જાતનાં વસ્ત્રાભૂષણ પહેર્યાં. ચંદ્રપ્રકાશ થતાંજ તે અર્જુનને ઘેર જઈ પહોંચી. તેણે બારણા પાસે જઇને પોતાના આવવાની ખબર આપી. આજ્ઞા મળતાં તે અંદર ગઇ. અર્જુન શંકિત મનથી તેનું સ્વાગત કરવા સહેજ આગળ આવ્યો. ઉર્વશીને જોતાંજ અર્જુને મસ્તક નમાવ્યું અને પ્રણામ કરી તેનું બહુ સ્વાગત કર્યું. પછી તેણે કહ્યું: "હું તમને મસ્તક નમાવી પ્રણામ

કરું છું. હું તમારો નોકર થઈ ઊભો છું. તમારા તરફથી જે આજ્ઞા થાય તેનું પાલન કરવા હું તૈયાર છું."

અર્જુનની આવી વાત સાંભળી ઉર્વશીનું કાળજું ધડક્યું. તે મૂર્છિત થઈ પડી જવાની તૈયારીમાં હતી; પણ કોઈ પણ પ્રકારે સ્વસ્થ બેસી તેણે કહ્યું કે, "જ્યારે ઇન્દ્રની સભામાં ઉત્સવ થતો હતો અને અપ્સરાઓ નાચગાન કરતી હતી, ત્યારે આપે મને વારંવાર જોઈ હતી. ઉત્સવ સમાપ્ત થયો અને સર્વ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા ત્યારે ઇન્દ્રે ચિત્રસેન દ્વારા મને આજ્ઞા કરી છે કે, 'તું અર્જુન પાસે જા અને તેના મનોરથ પૂર્ણ કર.' તેથી આપની સેવામાં અત્રે હાજર થઈ છું. હું પણ પહેલેથી આપનાં રૂપગુણ ઉપર બહુ મોહિત થઈ છુ. આપે આ પ્રસંગ હાથથી જવા દેવો જોઇએ નહિ."

એ સાંભળતાંજ અર્જુન 'રામ! રામ!' કહેતાં કાન આગળ હાથ રાખી બોલ્યો કે, "તમે મને આવાં અયોગ્ય વચનો શા સારુ સંભળાવ્યાં? તમે તો ગુરુપત્ની સમાન છો. હું જેમ કુંતી અને ઇન્દ્રની સ્ત્રીને સમજું છું, તેવાંજ તમને સમજું છું. મેં તમને સભામાં વારંવાર એમ સમજીને જોયાં હતાં કે, તમે પૌરવ વંશનાં માતા છો, મારો બીજો કોઈપણ ભાવ ન હતો." આ સાંભળી ઉર્વશીએ કહ્યું: "અમે સર્વ સ્વર્ગની વેશ્યાઓ છીએ. અમારી સાથે આવો વિચાર આપે ન કરવો જોઈએ." પણ અર્જુને તેની અનેક પ્રકારની વિનવણી છતાં માતા સિવાય બીજો ઉચ્ચાર સરખો પણ ન કર્યો. અંતે જ્યારે ઉર્વશી કોઈ પણ પ્રકારે પોતાનો મનોરથ સિદ્ધ કરી શકી, નહિ ત્યારે ક્રોધથી શાપ દઈને ઘેર ચાલી ગઈ.

જ્યારે આ સર્વ વૃતાન્ત ઇન્દ્ર પાસે પહોંચ્યો ત્યારે તે બહુ પ્રસન્ન થયા. તેમણે અર્જુનને બોલાવી તેની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું કે, "તમારા જેવું ધૈર્ય અને ઇન્દ્રિયસંયમ યોગી પણ નથી રાખી શકતા. તમારું સર્વ રીતે કલ્યાણ થશે. કોઈ પણ પ્રકારનો મનમાં સંદેહ રાખશો નહિ. ધન્ય છે! ધન્ય છે! ભારતનું મુખ ઉજ્જ્વળ કરનાર ઓ વીર! ધન્ય છે તમને!"

## ૨૧—ગુરુદક્ષિણા

### (દ્રોણાચાર્ય અને એકલવ્યની વાર્તા)

દ્રોણાચાર્ય પાંડવો અને કૌરવોના અસ્ત્રગુરુ હતા. તેમની ભારે કીર્તિ સાંભળીને કેટલાયે રાજકુમારો પણ અસ્ત્રવિદ્યા ભણવા માટે તેમની પાસે આવ્યા; અને કૌરવપાંડવો સાથે હળીમળીને અસ્ત્રશસ્ત્ર ચલાવતાં શીખવા લાગ્યા. એક દિવસ ભીલોના રાજા હિરણ્યધનુનો પુત્ર એકલવ્ય પણ દ્રોણાચાર્યના શિષ્ય થવાના વિચારથી આવ્યો; પણ તેને તેમણે પાંડવો સાથે રહી અસ્ત્રવિદ્યા શીખવા માટે અયોગ્ય ઠરાવ્યો અને કહ્યું કે, "તને અહીં શિક્ષણ આપવામાં આવશે નહિ."

બિચારો એકલવ્ય ગુરુના આ અનાદરથી મનમાં દુઃખી થયો નહિ; પણ તે એક રીતે પ્રસન્ન અને દૃઢપ્રતિજ્ઞ થઇને જંગલમાં ચાલ્યો ગયો; અને કોઈ પણ પ્રકારે અસ્ત્રશસ્ત્ર શીખવાનો મનમાં નિશ્ચય કર્યો. તેણે એક દ્રોણાચાર્યની માટીની મૂર્તિ બનાવી અને ભારે ભક્તિભાવથી તેની સમક્ષ પાઠપૂજા

કરવા લાગ્યો. સાથે સાથે તે તેની સમક્ષ ધનુષ્યબાણ ચલાવવાનો અભ્યાસ પણ કરવા લાગ્યો. તે મૂર્તિનેજ પોતાના ગુરુ સમજી, તેની પ્રત્યે ભક્તિભાવ રાખીને થોડા દિવસોમાંજ-તે એક સરસ ધનુર્ધારી થઈ ગયો અને તેની ઇચ્છા પૂર્ણ થઈ.

એક દિવસ દ્રોણાચાર્યની આજ્ઞાથી કૌરવપાંડવો જ્યાં એકલવ્ય રહેતો હતો તે તરફ શિકાર ખેલવા જઈ ચડ્યા. તેમની સાથે એક કૂતરો પણ હતો. તે તેમનાથી જુદો પડી બીજી બાજુએ ફરવા નીકળી પડ્યો. તે એકલવ્યને કાળો જોઇને ભસવા લાગ્યો. આ જોઈ એકલવ્યે તરતજ સાત બાણ ફેંકીને તેનું મોં બંધ કરી દીધું. કૂતરો ભસતો બંધ થઈ ગયો અને તે આકુળવ્યાકુળ થઇને પાંડવો પાસે જઈ પહોંચ્યો. કૂતરાની આવી દશા જોઈ પાંડવોને બહુ આશ્ચર્ય થયું અને તેઓ આવાં બાણ ચલાવનારની હોશિયારીની પ્રશંસા કરવા લાગ્યા. તેઓ પોતે આવા માણસની સામે કદી પણ થઈ શકશે નહિ, એ વિચારથી તેમના મનમાં ઈર્ષા અને ખેદ પણ થયો.

કૌરવો અને પાંડવો જ્યાંથી તે કૂતરો આવ્યો હતો, તે તરફ કૂતરાના મુખમાં બાણ મારનારની શોધમાં ચાલ્યા. થોડે દૂર ગયા પછી તેમણે એકલવ્યને બાણ ચલાવતો જોયો. જ્યારે સર્વે રાજકુમારો એ અજાણ્યા મનુષ્યને ઓળખી શક્યા નહિ એટલે તેમણે પૂછ્યું કે, "હે વીર! તમે કોણ છો? અમે તમને ઓળખી શકતા નથી. તમે તમારું ઓળખાણ આપો." તેણે કહ્યું કે, "હું નિષાદરાજ હિરણ્યધનુનો પુત્ર તેમજ સમર્થ અને પ્રતાપી દ્રોણગુરુનો શિષ્ય એકલવ્ય છું."

પાંડવો તેની યોગ્ય ઓળખાણ મેળવીને પોતાને ગામ પાછા આવ્યા. તેમણે દ્રોણગુરુને એકલવ્યની સર્વ હકીકત કહી સંભળાવી. જ્યારે ગુરુજી એકાન્તમાં હતા ત્યારે અર્જુને શાંત અને નમ્રપણે કહ્યું કે, "ગુરુદેવ! આપે મને કહ્યું હતું કે, 'તારાથી મારો કોઈ પણ શિષ્ય હોશિયાર નહિ થાય. તું મારો પરમપ્રિય અને ભક્તશિષ્ય છે.' પણ હું જોઉં છું કે, આ વાત તો ઊલટી થયેલી લાગે છે. કેમકે એકલવ્ય મારા કરતાં પણ બાણ ચલાવવામાં વધારે હોશિયાર છે"

આ સાંભળી દ્રોણને ભારે આશ્ચર્ય થયું. તેમણે કહ્યું: "એ વાત કદી બનીજ શકે નહિ. મારો બીજો કોઈ શિષ્ય છે તે મને હજુ સુધી માલૂમ પણ નથી; કેમકે મેં તમારા સિવાય બીજા કોઇને શિષ્ય બનાવ્યા પણ નથી." અંતે તે અર્જુનને સાથે લઇને એકલવ્યના વનમાં ગયા. ત્યાં જોયું કે, એક ભીલ બાણોનો વરસાદ વરસાવી રહ્યો છે. દ્રોણગુરુ તેની પાસે ગયા.

એકલવ્ય દ્રોણગુરુને એકાએક પોતાની પાસે આવેલા જોઈને બહુ પ્રસન્ન થયો. તેણે ગુરુજીને ચરણે પડી પોતાની જાતને ધન્ય માની. પછી સર્વ પ્રકારે ગુરુની ભક્તિપૂર્વક પૂજા કરીને 'હું આપનો શિષ્ય છું' એમ કહી તેમની સામે ઊભો રહ્યો અને કહ્યું કે, "શિષ્યને બીજી શી આજ્ઞા છે?" દ્રોણે કહ્યું કે, "જો તું મારો શિષ્ય હોય તો ગુરુદક્ષિણા આપ." એકલવ્યે કહ્યું કે, "ગુરુને ન આપી શકાય તેવું મારે માટે કંઈજ નથી. માટે આપ જે માગો તે આપવા તૈયાર છું." તેમણે કહ્યું કે, "તું તારા જમણા હાથનો અંગૂઠો કાપી આપ. હું તારી પાસેથી બીજી કંઈ દક્ષિણા માગતો નથી."

એકલવ્યને આ સાંભળી કંઈ પણ દુઃખ થયું નહિ. તેણે તરતજ પોતાનો અંગૂઠો કાપી ગુરુજીની સેવામાં હાજર કરી દીધો. પરંતુ અંગૂઠો કપાઈ ગયા પછી તેના હાથમાં પહેલાંની પેઠે ધનુષ્ય ચલાવવાનું બળ ન રહ્યું. આ ઘટના જોઈ અર્જુનને ઘણુંજ આશ્ચર્ય થયું.

ધન્ય એકલવ્ય! તમે પોતાની પ્રબળ ગુરુભક્તિ અને ગુરુદક્ષિણા માટે તમારું નામ અમર કરી દીધું અને દ્રોણ જેવા મમતા વિનાના અને નિર્દય ગુરુને શિખામણ આપી કે, માત્ર મોટી મોટી જાતોમાંજ મનુષ્યત્વ અને સભ્યતા નથી હોતાં, પણ પછાત અને હલકી ગણાતી કોમોમાં પણ હોય છે. ધન્ય એકલવ્ય! ધન્ય! ધન્ય છે તમારી ગુરુભક્તિને!

## ૨૨—અવિચારી કર્મનાં માઠાં ફળ અને ક્ષમાનો ઉપદેશ

(શમીક અને શૃંગી ઋષિ તથા પરીક્ષિત રાજાની વાર્તા)

અર્જુનના પૌત્ર અને અભિમન્યુના પુત્ર પરીક્ષિત એક દિવસ શિકાર ખેલતાં ખેલતાં જંગલમાં ઘણે દૂર સુધી જઈ પહોંચ્યો. તેણે એક મૃગ પર બાણ ચલાવ્યું. તે મૃગ બાણ સાથેજ જોરથી દોડયું. રાજા તેની પાછળ પાછળ દોડ્યો ગયો; પણ તેનાથી તે મૃગ પકડી શકાયો નહિ. જોતજોતામાં તો તે દૃષ્ટિ બહાર નીકળી ગયો. તેનો પીછો પકડતાં રાજા, શમીક

મુનિના આશ્રમમાં જઈ પહોંચ્યો. તેણે મુનિને બેઠેલા જોઇને પૂછ્યું કે, " મુનિજી ! અહીંથી બાણ સાથે કોઈ મૃગ ગયો છે ?" પણ મુનિ સમાધિસ્થ અવસ્થામાં હોવાથી મૌન રહ્યા. અંતે ક્રોધે ભરાઇને રાજાએ એક મરેલા સાપને લઇને તેમની ડોકમાં પહેરાવ્યો. મુનિ પહેલાંની માફક જેમના તેમ ચૂપચાપ બેઠાજ રહ્યા. તેમણે ન તો રાજાને ભલુંબૂરું કહ્યું કે, ન તો સાપને ઉતારીને ફેંકી દેવાનો કાંઈ પ્રયત્ન કર્યો. આ જોઈ અચંબો પામતો રાજા પોતાના નગર તરફ ચાલ્યો ગયો.

શમીક ઋષિને શૃંગી નામનો એક પુત્ર હતો. તે બહુ ક્રોધી અને મહા તપસ્વી હતો. તેનો પ્રતાપ તે સમયે ચારે દિશામાં ફેલાયલો હતો. તેનો એક કૃશ નામનો મુનિકુમાર મિત્ર હતો. તેણે હસતાં હસતાં કહ્યું કે, " હે મિત્ર ! તમે જેવા મહાતપસ્વી છો, તેવાજ તમારા પિતા પણ છે. પણ આ તો તમારું મિથ્યા અભિમાન છે. તમારે વ્યર્થ અભિમાન કરવું જોઇએ નહિ. તમારા પિતાના ગળામાં તો પરીક્ષિત રાજા મરેલો સાપ વીંટી ગયો છે અને તેઓ તો એમના એમજ બેઠા છે. આજે તમારાં તેજ, તપ અને પુરુષાર્થ ક્યાં ગયાં ?" આ સાંભળતાંજ શૃંગી ઋષિની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ. તેમણે પૂછતાં કૃશે રાજાની સર્વ હકીકત કહી. શૃંગી ઋષિને જ્યારે માલૂમ પડ્યું કે, રાજાએ મારા નિરપરાધી પિતાનો આમ અનાદર કર્યો છે; ત્યારે તેના ક્રોધને સીમાજ રહી નહિ. તેણે એવો શાપ આપ્યો કે, " જે રાજાએ મારા સમાધિસ્થ પિતાના ગળામાં અન્યાય અને અવિચારથી સાપ વીંટ્યો છે, તે અવિવેકી રાજાને આજથી સાતમે દિવસે સર્પરાજ કરડજો અને તેનું મોત થજો."

આ શાપ દઇને શ્રૃંગી પોતાના પિતાના આશ્રમમાં આવ્યો. તેણે પોતાના પિતાને એજ દશામાં જોઈ ને પોતાનું ઘણું દુઃખ પ્રગટ કર્યું અને પોતે શાપ દીધાની હકીકત પિતાને કહી સંભળાવી. શમીક મુનિએ એ સાંભળીને કહ્યું કે, " બેટા ! તેં સારું કામ નથી કર્યું. તપસ્વીઓનો એ ધર્મ નથી. આપણે તેના રાજ્યમાં સુખેથી રહીએ છીએ. જો તે આપની સંભાળ ન રાખે તો આપણે તપ કરી શકીએ નહિ. રાજાથીજ ધર્મની રક્ષા થાય છે અને ધર્મથીજ સ્વર્ગ પ્રાપ્ત થાય છે. તેણે ભૂખ અને તરસથી વ્યાકુળ થઈને અજાણતાં આ અધર્મ કર્યો છે. ક્રોધમાં આવી આવા રાજાને શાપ આપવો જોઇતો નહોતો."

શ્રૃંગીઋષિએ કહ્યું: "પિતાજી ! ગમે તે થાય પણ મેં તો શાપ દઈ દીધો છે. મારી વાત જૂઠી નહિ થાય. હું રમતમાંય જૂઠું નથી બોલતો. મારો શાપ મિથ્યા નથી થતો." પિતાએ કહ્યું: "બેટા ! હું તારા તપના પ્રભાવને જાણું છું. જોકે તું બધી રીતે યોગ્ય છે છતાં પણ પિતાનો શિખામણ આપવાનો ધર્મ છે. તું તપસ્વી થઈ ગયો છે છતાં પણ તું બાળક છે. હું તને શિખામણ આપું છું તે ધ્યાન દઈને સાંભળ. જો ક્રોધ એ બહુ ખરાબ છે. તું શાંત થઈને તારું કર્તવ્ય નહિ કરે, તો તારો ધર્મ નાશ પામશે. ક્ષમા એજ મુખ્ય ધર્મ છે. જે ક્ષમા કરે છે તેને આ લોક અને પરલોક બન્ને પ્રાપ્ત થાય છે. તેથી જિતેન્દ્રિય અને ક્ષમાશીલ થઈને તારું કર્તવ્ય કરતો રહેજે."

શ્રૃંગી ઋષિનો શાપ વ્યર્થ ન ગયો. સાતમે દિવસે રાજા પરીક્ષિતને સાપ કરડયો અને તેનું મરણ થયું. આમ રાજાને તેના અવિચારી કર્મનું ફળ હાથોહાથ મળી ગયું.

# ૨૩—છળકપટ અને જૂઠનું માઠું ફળ

## (યુધિષ્ઠિરના અસત્ય કથનની વાર્તા)

જ્યારે મહાભારતના ઘોર યુદ્ધમાં ભીષ્માચાર્ય પછી દ્રોણાચાર્ય કૌરવદળના સેનાપતિ થયા, ત્યારે પાંડવોના સૈન્યમાં ભારે ખળભળાટ મચ્યો. દ્રોણ સામે પાંડવ દળનો કોઈ પણ વીર ટકી શક્યો નહિ. આખરે અર્જુન અને દ્રોણની વચ્ચે ભારે યુદ્ધ થયું. પણ તેનુંયે કંઈ પરિણામ આવ્યું નહિ. અર્જુન પણ ઘડીભર તો અસ્થિર થઈ ગયો અને જોતજોતામાં પાંડવોની કેટલીક સેના નાશ પામવા લાગી.

શ્રીકૃષ્ણે યુદ્ધની આ દશા જોઈને યુધિષ્ઠિરને કહ્યું: "મહારાજ ! તમે દ્રોણાચાર્યને કહો કે, 'અશ્વત્થામા મરાયો' નહિ તો આજ એ સઘળી પાંડવસેનાનો નાશ કરી નાખશે. તેની પ્રતિજ્ઞા છે કે, 'જ્યાં સુધી હું મારા પુત્ર અશ્વત્થામાનું મરણ નહિ સાંભળું ત્યાં સુધી હું યુદ્ધ નહિ છોડું.' " યુધિષ્ઠિર શ્રીકૃષ્ણની આ વાત સાંભળી બહુ વિચાર કરવા લાગ્યા, કેમકે તેમણે કોઈ દિવસ જૂઠી વાત નહોતી કહી અને તેઓ આ પ્રસંગે પણ જૂઠું બોલવા નહોતા ઇચ્છતા.

એવામાં ભીમે અશ્વત્થામા નામનો એક હાથી માર્યો. તે "અશ્વત્થામા મરાયો, અશ્વત્થામા મરાયો" એમ કહી દ્રોણની આગળ બૂમો પાડવા લાગ્યા. દ્રોણને આ વાત સાંભળી બહુ દુઃખ થયું. તેઓ પહેલાં તો પુત્રનું મરણ સાંભળી બહુ દુઃખી

થવા લાગ્યા; પણ પાછળથી તેમને શંકા પડી કે, અશ્વત્થામા કાંઈ સાધારણ વીર નથી કે જે આમ સહેજે લડાઈમાં માર્યો જાય. તેમને પોતાના પુત્રના મરણનો વિશ્વાસ ન આવ્યો. તેમણે કહ્યું કે, "જો સત્યવાદી યુધિષ્ઠિર કહે કે અશ્વત્થામા મરાયો તો મને તેના મરણનો વિશ્વાસ આવે."

આ વખતે સત્યવાદી યુધિષ્ઠિરના મનમાં એક પ્રકારની ઘણી અસ્વસ્થતા થઈ. તે જૂઠું પણ બોલવા નહોતા ઇચ્છતા અને પોતાની જીત પણ ઇચ્છતા હતા. પણ બન્ને બની શકે તેમ ન હતું. બન્ને બાજુની ખેંચતાણમાં તેમનું ચિત્ત ડામાડોળ થઇ ગયું. છેવટે તેમનું પતન થયું. તેઓ કપટ કરીને દ્રોણ સાંભળે તેમ જોરથી બોલ્યા કે, "અશ્વત્થામા મરાયો" અને ધીરેથી બોલ્યા કે, "મનુષ્ય નહિ, હાથી." અર્થાત્ જે અશ્વત્થામા મરાયો તે હાથી હતો. યુધિષ્ઠિરે ઇચ્છયું હતું કે, 'મારું કામ પણ થાય અને હું જૂઠો ન પડું.' પણ આથી દ્રોણને પુત્રના મરણની વાત સંભળાઈ પણ 'હાથી' શબ્દ ન સંભળાયો, એટલે તેમણે પુત્રશોકથી શસ્ત્ર છોડી દઈ પ્રાણત્યાગ કર્યો!

જ્યારે યુધિષ્ઠિરને પોતાના ભાઇઓની શોધખોળમાં ધર્મરાજ દ્વારા કપટથી નરકમાં પહોંચાડવામાં આવ્યા ત્યારે તેમણે ધર્મરાજને પૂછયું કે, "હે ધર્મરાજ! હું તો જ્યારથી સમજણો થયો ત્યારથી કંઈપણ પાપ નથી કર્યું, તો પછી મને આપ શા કારણથી નરકમાં લાવ્યા?" ધર્મરાજે કહ્યું કે, "આપનું કહેવું યથાર્થ છે પણ આપે એક વાર જૂઠું બોલીને દ્રોણનો વધ કરાવ્યો હતો. તે દોષને માટે આપને નરક જોવું પડ્યું છે

જો કે આપની દ્વારા તેમનો વધ ન થયો અને આપ ધીરેથ 'હાથી' બોલી અસત્ય પણ ન બોલ્યા; પણ આપનું આ કપટ તેમના મરણનું કારણ થયું છે. કોઈ પણ માણસે ક્યારેય પા જૂઠી વાત કહી કોઇને કોઈ પણ પ્રકારનું નુકસાન કરવું જોઈ નહિ. વળી જે સત્યનું પાલન કરવા ઇચ્છતા હોય તેમણે ત અવશ્ય એવી વાતોથી બચવું જોઇએ. હવે આપનું તે પા નિવૃત્ત થઇ ગયું છે. ચાલો, આપને માટે હવે સ્વર્ગનું દ્વા ખુલ્લું છે. જિંદગીમાં એક વાર પણ જૂઠું બોલ્યા તે મા આપને આ નર્કના દર્શનનું દુઃખ વેઠવું પડ્યું છે."

# ૨૪–વડીલોની નિંદા તેમજ આત્મ-શ્લાઘા કરવી એ મહાપાપ છે

## (અર્જુન અને શ્રીકૃષ્ણની વાર્તા)

મહાભારતના યુદ્ધમાં એક વાર કર્ણ અને યુધિષ્ઠિર સા સામા આવી ગયા. શ્રીકૃષ્ણ અને અર્જુન બીજી જગાએ યુ કરી રહ્યા હતા, તેથી તેઓ તેમને સહાય કરી શક્યા નહિ યુધિષ્ઠિરને કર્ણ સામે ટકવું ભારે થઈ પડ્યું. તેઓ બહુ ઘાય થયા અને રણક્ષેત્ર છોડી પોતાના તંબૂમાં ચાલ્યા ગયા.

જ્યારે અર્જુન અને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરના રથની ધજા દેખી ત્યારે તેમને ઘણો સંદેહ આવ્યો. તેઓ આમતેમ જો

તંબૂમાં પહોંચ્યા તો ત્યાં યુધિષ્ઠિરને આરામ લેતા જોયા. અર્જુન અને શ્રીકૃષ્ણને એકાએક આવેલા જોઈને યુધિષ્ઠિરે ધાર્યું કે કર્ણ માર્યો ગયો. પણ તેમને જ્યારે ખબર પડી કે કર્ણ નથી મરાયો, પણ તેઓને સંદેહ થવાથી પોતાના સમાચર જાણવા તેઓ આવ્યા છે, ત્યારે તેમને બહુ ક્રોધ થયો. તેમણે અર્જુનનો અતિ તિરસ્કાર કર્યો અને કહ્યું કે, "તારું ગાંડીવ ધનુષ્ય ધારણ કરવું વ્યર્થ છે. એ ધનુષ્ય બીજા કોઈ વીરને આપી દીધું હોત તોય સારું." આ સાંભળતાંજ અર્જુનને ક્રોધ ચઢયો અને તલવાર કાઢી તે યુધિષ્ઠિરને મારવા તૈયાર થઇ ગયો. કૃષ્ણે આ જોઈને કહ્યું કે, "અર્જુન! અત્યારે તમારી સામે કોઈ શત્રુ તો છે નહિ, તો પછી તમે તલવાર શા સારુ કાઢી? યુધિષ્ઠિરને સારી સ્થિતિમાં જોઈ તમારે તો પ્રસન્ન થવું જોઇએ. પણ તમે તો ક્રોધે ભરાયલા લાગો છો." આ સાંભળી અર્જુને કર્કશ શબ્દોથી કહ્યું કે, "હે કૃષ્ણ! મેં પ્રતિજ્ઞા કરી છે કે, જે કોઈ મને એમ કહેશે કે, 'તમે તમારું ધનુષ્ય બીજાને આપી દો' તેનું હું મસ્તક ઉડાવી દઇશ! આપની સમક્ષજ મહારાજે મને એ વાત કહી છે, એટલે હું તેમનું મસ્તક ઉડાવી દઇ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જાઉં છું. મેં એટલા માટેજ તલવાર ખેંચી છે. હવે એ સિવાય મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને હું શું કરી શકું? આપ સંસારની સર્વ દશા જાણો છો, તો જો કોઈ ઉપાય હોય તો બતાવો કે જેથી મારી પ્રતિજ્ઞા પણ પળાય અને ભાઇનો વધ પણ ન થાય."

શ્રીકૃષ્ણે આ સાંભળીને કહ્યું કે, "હે અર્જુન! તને ધિક્કાર

છે. તું મોટા ભાઈને મારવાનું અઘટિત કાર્ય કરવા થયો છે, એ જોઈ મને આશ્ચર્ય થાય છે. તું તો મહામૂર્ખ લાગે છે. જેઓ ધર્માત્મા છે તેઓ આવાં કામ કરવા કદી પણ તૈયાર થતા નથી. ધર્મ અને અધર્મનો નિર્ણય કરવો સહેલો નથી. તું તો ધર્મની વાતો કરે છે ખરો, પણ ધર્મ અને અધર્મનો વિવેક તો જાણતો નથી. વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ વિદ્વાનો પાસેથી જેમણે ધર્મનું શિક્ષણ લીધું છે, તેઓ તારા આ કાર્યને અકાર્ય અને તું જે કરવા તૈયાર નથી તેને કર્તવ્ય ગણે છે. જીવહિંસા કદી પણ કરવી જોઈએ નહિ. જ્યાં સુધી આપણને કોઈ મારવા ન આવે ત્યાં સુધી કોઈને હણવો યોગ્ય નથી. તેં જે એવી પ્રતિજ્ઞા કરી લીધી તે તો છોકરમતજ કરી છે. ભાઇને મારવા નીકળ્યો છે તેમાં તો તારી મૂર્ખાઈજ છે. પ્રતિજ્ઞાપાલન અને સત્યકથન ઉત્તમ છે, પણ જ્યાં સત્યની રક્ષા કરવા જતાં પાપ થાય છે ત્યાં સત્યની રક્ષા એ અયોગ્ય છે. અહીં તારા સત્યપાલનથી ભાઈની હત્યા થાય છે, તેથી અહીં તારું સત્યપાલન અયોગ્ય છે, એ તું બરાબર સમજી લે."

અંતે શ્રીકૃષ્ણે કહ્યું કે, "હવે હું તને એવો ઉપાય બતાવું છું કે જેથી તારી પ્રતિજ્ઞા પણ પૂર્ણ થાય અને ભાઇનો વધ પણ ન થાય. જો જેના પ્રત્યે બહુ આદરમાન હોય તેમનો 'અરયા' કહીને અનાદર કરવામાં આવે તો તેમને મારવા જેટલું પાપ લાગે છે. કેમકે માનનીય મુરબ્બી જનોનું જ્યાં સુધી સન્માન જળવાય છે, ત્યાં સુધીજ તેઓ જીવતા ગણાય છે અને તેમનો અનાદર થાય છે ત્યારે તેઓ મરેલા બરાબર મનાય છે. તમે

ધર્મરાજનું ભારે સન્માન કરો છો; તમે 'અહ્યા' કહી તેમનો અનાદર કરો, એટલે બસ તેમને મારવાનું ફળ પ્રાપ્ત થશે."

શ્રીકૃષ્ણની આ વાત સાંભળીને અર્જુને તેમજ કર્યું. આથી તેની પ્રતિજ્ઞા તો પળી પણ મોટા ભાઇની નિંદા કરવાથી તેને બહુ દુઃખ થયું. તેણે વિચાર્યું કે, 'મોટાભાઈનું અપમાન કરીને મેં મહાપાપ કર્યું છે. આથી તો મારેજ મરવું સારું હતું.' આમ વિચારી તેણે ફરીથી તલવાર ખેંચી. શ્રીકૃષ્ણને આ વખતે પણ અર્જુનનો અભિપ્રાય ન સમજાયો. તેમણે પૂછ્યું કે, "વળી પાછું શું થયું તે ફરીથી તલવાર ખેંચી?" તેણે કહ્યું કે, "મેં ગુરુસમાન મોટાભાઈની નિંદા કરીને ભારે અન્યાય કર્યો છે. હવે હું મારોજ વધ કરીશ."

શ્રીકૃષ્ણે કહ્યું: "આ શું કરે છે? આત્મઘાત તો સૌથીયે મહાપાપ છે. તને ભાઇને મારવાથી જે પાપ લાગત તેનાથી પણ આમાં વધારે પાપ લાગશે. જરા વિચાર કરી જો. ધર્મની ગતિ બહુ સૂક્ષ્મ છે. જો આ પાપથી છૂટવા માગતો હોય તો તું જાતેજ તારાં વખાણ કર અને તારા ગુણો તું પોતેજ વખાણ. આ પ્રમાણે આત્મશ્લાઘા કરવાથી તું આત્મહત્યાનું ફળ પામીશ." આ સાંભળી અર્જુને એમજ કર્યું અને યુધિષ્ઠિર પાસે ક્ષમા માગી. શ્રીકૃષ્ણની કૃપા અને ધર્મના ઉપદેશથી આ રીતે બન્નેના પ્રાણ બચ્યા.

માન આપવા યોગ્ય મોટા માણસનું અપમાન કરવું તે તેનો વધ કરવા બરાબર છે અને આત્મપ્રશંસા કરવી તે આત્મવધ કરવા બરાબર છે.

# ૨૫—સાચું દાન

## (કર્ણ અને ઇન્દ્રની વાર્તા)

કર્ણ બપોરે સ્નાન કરીને સૂર્યને બે હાથ જોડી પ્રણામ કરતો, તે વખતે અનેક બ્રાહ્મણો તેની પાસે ધન માગવા આવતા હતા. કર્ણ તે સમયે બ્રાહ્મણો જે કંઈ માગતા તે આપતો હતો. એક દિવસ ઇન્દ્ર બ્રાહ્મણનો વેશ લઈ કર્ણ પાસે ભિક્ષા માગવા આવ્યા. કર્ણે તેમનો બહુ સત્કાર કર્યો અને પૂછ્યું કે, "હે બ્રાહ્મણદેવતા! આપ શું ઇચ્છો છો? હું આપને શું આપીને પ્રસન્ન કરું?" ઇન્દ્રે કહ્યું કે, "તમે તમારા શરીરમાંથી કવચ અને કુંડલ મને આપો. હું એ સિવાય બીજું કંઈ ઇચ્છતો નથી."

કર્ણે કહ્યું: "હે બ્રાહ્મણદેવતા! હું આપને ધનધાન્ય, હીરામાણેક, રત્નાલંકાર, જમીન, રાજ્ય સર્વ કંઈ આપી શકું તેમ છું, પણ એ તો હું તમને આપી શકું તેમ નથી. કેમકે તે મારા શરીરની સાથેજ ઉત્પન્ન થયેલાં છે અને તે જ્યાં સુધી મારા શરીરમાં રહેશે, ત્યાં સુધીજ કોઈ શત્રુ મને મારી શકશે નહિ. એ બન્ને આપવાં એટલે તો જીવનસર્વસ્વ આપી દેવા બરાબર છે."

જ્યારે એજ બન્ને વસ્તુઓ લેવા માટે બ્રાહ્મણને હઠ કરતો જોયો, ત્યારે કર્ણે હસીને કહ્યું કે, "હે દેવતાઓના રાજા ઇન્દ્ર! આ બન્ને વસ્તુઓને માગતાંજ મેં આપને ઓળખી લીધા હતા. આપને હું નિરાશ કરીને પાછા નહિજ કાઢું. કેમકે

જ્યારે બ્રાહ્મણરૂપે તમે જાતેજ આવીને મારી પાસેથી માગણી કરી છે, તો હું તે જરૂર તમને આપીશ. પરંતુ તમારે પણ મને એક વરદાન આપવું પડશે. હું આપને કુંડળ અને કવચ આપી દઈશ એટલે હું શત્રુઓથી સહેજે મરાઈ જઈશ અને આપની સંસારમાં હાંસી થશે. માટે આપ મને એવી કોઈ શક્તિ દો કે જે શત્રુઓનો નાશ કરનારી હોય અને તે કદી વ્યર્થ થાય નહિ."

ઇન્દ્રે કહ્યું: "ઠીક, હું કવચ અને કુંડળોના બદલામાં તમને એક શક્તિ આપું છું. પણ હા, તમે જેના ઉપર તે ચલાવશો તેને માર્યા પછી એ તમારી પાસે નહિ રહે. હે કર્ણ ! તમને યુદ્ધમાં કદી પણ ડર નહિ લાગે તેમજ તમારા શરીરમાં ઘા નહિ પડે. તમારું તેજ દરરોજ વધતું જશે. આ શક્તિ લો પણ તેને સાવધાનીથી વાપરજો."

કર્ણે ઇન્દ્રના કહેવા પ્રમાણે એ શક્તિને એકજ વ્યક્તિ પર પ્રાણસંકટમાં ચલાવવાની પ્રતિજ્ઞા કરી અને પોતાના શરીર પરથી કવચ અને કુંડળ તલવારથી અલગ કરીને ઇન્દ્રને આપી દીધાં.

કર્ણના આ દાનને જોઈને ચારે તરફ કોલાહલ મચી રહ્યો. બધા લોકોએ તેની ભારે પ્રશંસા કરી. પાંડવોને કર્ણ પાસે કવચ-કુંડળ હોય તો તે મરેજ નહિ, એવો જે ડર હતો તે આમ દૂર થયો, એટલે તેમને ઘણો આનંદ થયો. અને દુર્યોધન વગેરેને આ રીતે કર્ણના છેતરાઈ જવાથી બહુ દુઃખ થયું. કેમકે તેઓ એ બન્નેને લીધેજ કર્ણને પોતાના પક્ષમાં સૌથી હોશિયાર માનતા હતા. ઇન્દ્રે કર્ણને છેતરીને તેની આબરૂ

લોકોમાં ફેલાવી અને પાંડવોનું કાર્ય પૂરું કરીને પ્રસન્ન ચિત્તે તે ઇન્દ્રલોકમાં ચાલ્યા ગયા.

આ દાનથી કર્ણ બલિરાજાના જેવાજ મહાદાનેશ્વરી ગણાયા. અને હજુ પણ લોકો કોઈના દાનની ઘણી પ્રશંસા કરે છે, ત્યારે કહે છે કે, "તે તો દાન કરવામાં દાનેશ્વરી કર્ણ જેવો છે."

## ૨૬—જૂઠું બોલવાથી નુકસાનજ થાય છે

### ( કર્ણ અને પરશુરામની વાર્તા )

એક વખત કર્ણ અર્જુનનો સમોવડિયો થવા માટે દ્રોણ પાસે ગયો અને તેમને બ્રહ્માસ્ત્ર શીખવવાની પ્રાર્થના કરી. દ્રોણ કર્ણની કુટિલતા સમજી ગયા કે, 'તે અર્જુનને મારવાનાજ ઇરાદાથી અહીં બ્રહ્માસ્ત્ર શીખવા આવ્યો છે.' તેમણે પોતાના વહાલા શિષ્યના અમંગળની શંકાથી કર્ણને બ્રહ્માસ્ત્ર શીખવવા ના પાડી.

દ્રોણ પાસેથી નિરાશ થઇને કર્ણ પરશુરામને શરણે ગયો. તેણે જઇને પરશુરામને પ્રણામપૂર્વક જણાવ્યું કે, "હું ભૃગુવંશી બ્રાહ્મણ છું, આપ મને અસ્ત્રશસ્ત્રવિદ્યા શીખવો." પરશુરામ પણ કર્ણના વિવેક અને ભક્તિભાવથી પ્રસન્ન થઈ તેને શસ્ત્રવિદ્યા શીખવવા લાગ્યા. કર્ણે થોડાજ દિવસમાં પોતાનાં બળ, વિદ્યા, બુદ્ધિ અને સેવાસત્કારથી પરશુરામને વશ કરી લીધા. આથી પોતાના શિષ્યને સર્વ પ્રકારે સમર્થ અને ગુણવાન સમજી બીજી અસ્ત્રવિદ્યાઓ સાથે બ્રહ્માસ્ત્રવિદ્યા પણ શીખવી દીધી.

એક દિવસ પરશુરામ અપવાસને લીધે શાન્ત ચિત્તે કર્ણના ખોળામાં માથું મૂકીને સૂઈ ગયા હતા. એટલામાં એક ભમરો કર્ણની જાંઘ નીચે કરડવા લાગ્યો. કર્ણ એ ભમરાના કરડવાથી બહુ દુઃખી થવા લાગ્યો. પણ ગુરુજીની નિદ્રામાં રખેને ખલેલ પહોંચે એમ ધારી, સહેજ પણ હાલ્યાચાલ્યા સિવાય બધું દુઃખ સહ્યા કર્યું. જ્યારે લોહીની ધાર વહેતી વહેતી પરશુરામના શરીરને અડકી, ત્યારે તેઓ ઠંડી લાગવાથી એકદમ જાગી ઊઠયા; અને તેમણે લોહીની ધારા જોઇને કર્ણને તેનું કારણ પૂછ્યું. કર્ણે સઘળી હકીકત કહી સંભળાવી અને તે ભમરાને જાંઘ ઊંચી કરી બતાવ્યો. પરશુરામ બહુ આશ્ચર્ય પામ્યા. તેમણે કર્ણને કહ્યું: "રે મૂર્ખ! તેં આવું દુઃખ શા માટે સહન કર્યું? જો મને ઉઠાડયો હોત તો તને આટલું બધું દુઃખ ન થાત. તું સાચેસાચું કહે, તું કોણ છે? બ્રાહ્મણ કોઈ દિવસ આટલું દુઃખ સહન ન કરી શકે. આ કામ તો ક્ષત્રિયનું છે. તું બ્રાહ્મણ તો નથીજ. તારી ખરી ઓળખાણ આપ." કર્ણ ગુરુ પાસે જૂઠું બોલવાથી ઘણો ડરી ગયો. તેને ઘણીજ બીક લાગી કે કદાચ ગુરુ શાપ દઈ દેશે. તેણે હાથ જોડી કહ્યું કે, "ગુરુદેવ! મારો અપરાધ ક્ષમા કરો, હું ખરેખર બ્રાહ્મણ નથી. હું અધિરથ સારથિનો પુત્ર છું. મારું નામ કર્ણ છે. હું દ્રોણાચાર્ય ગુરુ પાસે બ્રહ્માસ્ત્ર શીખવા ગયો હતો, પણ તેમણે મને નહોતું શીખવ્યું. હું અર્જુનને હરાવવાની ઇચ્છાથી આપની પાસે બ્રાહ્મણરૂપે બ્રહ્માસ્ત્ર શીખવા આવ્યો હતો. આપ મારો અપરાધ ક્ષમા કરો." આમ કહી કર્ણ ગુરુનાં ચરણોમાં ઢળી પડયો.

પરશુરામે દીન કર્ણને જોઇને કહ્યું કે, "હે સારથિપુત્ર! હું તારી ગુરુભક્તિ અને સહનશીલતા માટે તારા ઉપર પરમ પ્રસન્ન છું અને તને આશીર્વાદ આપું છું કે, કોઈ પણ ક્ષત્રિય યુદ્ધમાં તારી સામે ટકી શકશે નહિ; પણ તું બ્રહ્માસ્ત્ર શીખવા માટે જૂઠું બોલ્યો છે, તેથી બ્રહ્માસ્ત્ર સંકટને સમયે તારા કામમાં નહિ આવે. હવે તું અહીંથી ચાલ્યો જા, કેમકે આ આશ્રમમાં જૂઠા માણસોને માટે સ્થાન નથી." કર્ણ પોતાને ઘેર પાછો ગયો. તે અસાધારણ વીર થયો. પણ કટોકટીને સમયે બ્રહ્માસ્ત્ર તેના કામમાં ન આવ્યું અને તે અર્જુનને હાથે માર્યો ગયો. જો કર્ણ જૂઠું ન બોલ્યો હોત તો બ્રહ્માસ્ત્ર મળ્યા પછી તેને કોઈ પણ મારી શકત નહિ.

## ૨૭–કર્તવ્યપાલન

### (યુધિષ્ઠિર અને અર્જુનની વાર્તા)

જ્યારે પાંચે પાંડવો દ્રૌપદીને પરણ્યા ત્યારે દેવમુનિ નારદના કહેવા પ્રમાણે તેમણે પરસ્પર એવો નિયમ કર્યો કે, જ્યારે તેમનામાંથી કોઈ પણ દ્રૌપદી પાસે હોય ત્યારે બીજા કોઇએ તેની પાસે જવું નહિ. જો કોઈ આ નિયમનું ઉલ્લંઘન કરે, તો તેણે બાર વર્ષ સુધી બ્રહ્મચારી રહેવું અને વનવાસ ભોગવવો. આ નિયમ સર્વેએ સ્વીકાર્યો.

રાજ્ય મેળવ્યા પછી ઘણા સમય બાદ એક દિવસ કોઈ ચોર એક બ્રાહ્મણની ગાયો ચોરી ગયો. બ્રાહ્મણ રડતો રડતો

અર્જુન પાસે આવ્યો અને ગાયો ચોરાયાની વાત કહી. આ વખતે જે ઘરમાં હથિયાર રાખ્યાં હતાં, તેજ ઘરમાં યુધિષ્ઠિર દ્રૌપદી સાથે બેઠા હતા. હવે જો અર્જુન હથિયાર લેવા જાય છે તો બાર વર્ષ સુધી વનવાસ ભોગવવો પડે છે અને જો ચૂપ-ચાપ બેસી રહે છે તો બ્રાહ્મણની ગાયો જતી રહે છે. જો તેમને તે છોડાવી નથી લાવતો તો તેના પ્રજાપાલન—ધર્મને કલંક લાગે છે. અર્જુન ભારે મુશ્કેલીમાં આવી પડ્યો. તેણે અંતે નિશ્ચય કર્યો કે, 'ગમે તે થાઓ, બ્રાહ્મણની ગાયો છોડાવવી તે આ વખતે મારું પરમ કર્તવ્ય છે.' તે પેલા ઘરમાં ગયો અને યુધિષ્ઠિરને સર્વ હકીકત કહી હથિયાર લઇને બહાર નીકળ્યો. પછી રથ પર બેસીને તે ચોરોની પાછળ પડ્યો અને તેમની પાસેથી ગાયો પાછી લાવી બ્રાહ્મણને આપી દીધી. બ્રાહ્મણ આશીર્વાદ દેતો દેતો પોતાને ઘેર ગયો.

બ્રાહ્મણ ઉપર ઉપકાર કરી અર્જુન પાછો આવ્યો ત્યારે તેણે યુધિષ્ઠિર પાસે જઇને કહ્યું કે, "મહારાજ! આપ જ્યારે દ્રૌપદી સાથે બેઠા હતા, ત્યારે મેં હથિયાર લેવા આવીને આપણે કરેલા નિયમનો ભંગ કર્યો છે, તેથી હું બાર વર્ષ સુધી વનમાં જાઉં છું. તો આપ મને આજ્ઞા આપો."

યુધિષ્ઠિર અર્જુનની આ વાત સાંભળી બહુ દુઃખી થયા. તે આંખોમાં આંસુ આણીને ગળગળા થઈ બોલ્યા કે, "હે અર્જુન! તું બ્રાહ્મણના ઉપકાર માટે મારા ઘરમાં પેઠો હતો. તારા આ રીતે ઘરમાં દાખલ થવાથી મને કોઈ પણ પ્રકારે નાખુશી ઉપજી નથી. હું શુદ્ધ હૃદયથી કહું છું કે, આમાં તારો કંઈ પણ દોષ

નથી. બીજી વાત એ છે કે, મોટાના ઘરમાં જો નાનો જાય તો તેમાં કંઈજ પાપ નથી. તેથી વનમાં જવાનું કંઈજ કારણ નથી. આ કાર્યથી તારા ધર્મમાં ખામી આવશે નહિ."

અર્જુને કહ્યું કે, "મહારાજ! જો કે આપનું આ કહેવું સાચું છે, છતાં તેને હું સ્વીકારી શકતો નથી. કેમકે આપેજ એક વાર કહ્યું હતું કે, કપટથી ધર્મ ન કરવો જોઈએ. તો આપ જે આવી વાત કહો છો તે મારા ઉપરના સ્નેહને લીધે છે. જો આ પ્રમાણે થયા કરશે તો નિયમપાલનની મહત્તા નહિ રહે. હું આપને સોગન ખાઈને કહું છું કે, બાર વર્ષ વનવાસી થવાને ખાતર કદી પણ નિયમનો ભંગ નહિ કરું અને સત્યનો પણ ત્યાગ કરીશ નહિ." આ પ્રમાણે વિવેકથી કહીને અર્જુન યુધિષ્ઠિરની આજ્ઞા લઈ વનવાસ માટે ચાલી નીકળ્યા.

---

## ૨૮–અતિથિસત્કાર

### (શિબિરાજા અને બ્રાહ્મણની વાર્તા)

એક વખત શિબિ રાજાનાં દાન, ધર્મ અને ચારિત્ર્યની પ્રશંસા સાંભળી બ્રહ્માને તેની પરીક્ષા લેવાનું મન થયું. તે બ્રાહ્મણનું રૂપ લઈ શિબિ પાસે ગયા અને કહ્યું કે, "હું બહુ ભૂખ્યો છું, મને તરતજ ભોજન કરાવ." શિબિએ બ્રાહ્મણનો સર્વ રીતે આદરસત્કાર કરીને કહ્યું કે, "મહારાજ! આપની જે કંઈ આજ્ઞા હોય તે ભોજન કરાવવા હું તૈયાર છું."

આ સાંભળી બ્રાહ્મણે કહ્યું કે, "જો તું મને ભોજન કરાવવા ઇચ્છતો હોય, તો તારા દીકરા બૃહદશ્વને મારીને તેનું માંસ પકાવ." રાજાએ પ્રસન્ન ચિત્તે તે વાતનો સ્વીકાર કર્યો. તેને પોતાના પુત્રને મારતાં જરા પણ સંકોચ, શોક કે દુઃખ થયું નહિ. તેણે તરતજ બ્રાહ્મણની આજ્ઞાનું પાલન કર્યું. જ્યારે તે પુત્રનું માંસ રાંધતો હતો, ત્યારે બ્રાહ્મણદેવતા ઊઠીને રાજમહેલમાં ચાલ્યા ગયા અને ત્યાં અનેક પ્રકારની ધમાલ કરવા લાગ્યા. કોઇને ગાળ દીધી તો કોઈને માર માર્યો; કોઈને ખરી ખોટી બેચાર વાતો સંભળાવી તો કોઈ જગાએ આગ લગાડી અને બીજી કેટલીક વસ્તુઓનો પણ તેમણે નાશ કર્યો.

જ્યારે રાજા થાળીમાં માંસ પીરસીને બ્રાહ્મણને ખોળવા લાગ્યો તો ક્યાંય પત્તો મળ્યો નહિ. એક માણસે કહ્યું કે, "એ તો તોફાન મચાવી રહ્યા છે." રાજાએ જઇને તેમને નમ્રપણે વિનંતી કરી કે, "મહારાજ ! થાળીમાં માંસ પીરસી રાખ્યું છે. ચાલો, કૃપા કરીને ભોજન કરવા પધારો. માંસ રાંધતાં જે કંઈ મોડું થયું છે, તે માટે ક્ષમા માગું છું." બ્રાહ્મણે રાજાના મોં તરફ નજર ફેરવી, પણ તેને રાજાના મોં પર જરા પણ વિકાર માલૂમ પડયો નહિ. તેણે આવતી વખતે રાજાના મુખ પર જે પ્રસન્નતા અને જે ભાવ જોયાં હતાં તેજ પ્રસન્નતા અને તેજ ભાવ આ વખતે પણ તેના મોં પર દેખાતાં હતાં.

બ્રાહ્મણદેવતા નમાવેલા મસ્તકે રાજાના ભોજનાલયમાં ગયા. ત્યાં માંસ પીરસેલું જોયું. રાજાએ હાથ જોડીને બ્રાહ્મણને ભોજન કરવા પ્રાર્થના કરી. બ્રાહ્મણે થોડી વાર પછી કહ્યું કે,

"તમે પહેલાં ખાશો તો હું ખાઇશ." રાજા આ વાતનો સ્વીકારી કરી ભોજન કરવા બેસી ગયો. રાજા જેવો હાથ ઊંચો કરી ભોજન કરવા જતો હતો કે તરતજ બ્રાહ્મણે રાજાનો હાથ પકડ્યો. જ્યારે રાજા તેમના મોં તરફ જોવા લાગ્યો ત્યારે બ્રાહ્મણદેવતાએ કહ્યું કે, "રાજન્! તમે તો ક્રોધને પૂરેપૂરો જીતી લીધો છે. બ્રાહ્મણ અને અતિથિઓને તમે સર્વ કંઈ આપવા શક્તિમાન છો." એમ કહીને બ્રાહ્મણે રાજાની ઘણીજ પ્રશંસા કરી અને તેને ઘણા ઘણા આશીર્વાદ આપ્યા. રાજાએ મસ્તક નીચું નમાવ્યું. થોડી વાર પછી તેણે આંખ ઉઘાડી અને જોયું તો, સામે રાજકુમાર સુંદર પહેરવેશમાં શ્રીમતી વસ્ત્રો અને ઘરેણાં પહેરી ઊભો છે, પણ ભોજન કરવા આવેલા પેલા બ્રાહ્મણ અલોપ થઈ ગયા છે. રાજાને ખૂબ આશ્ચર્ય થયું. તેને લાગ્યું કે નક્કી કોઈ દેવતા મારી પરીક્ષા કરવાજ આવ્યા હતા.

તે બ્રાહ્મણના અંતર્ધાન થયા પછી મંત્રીએ શિબિરાજાને પૂછ્યું કે, "શું આ સઘળું આપે જાણી જોઈને કર્યું હતું?" તેણે કહ્યું કે, "હું આ સર્વ કામ જાણીબૂઝીને અથવા યશ, ધન અને ભોગની ઇચ્છાથી નથી કરતો. હું સમજું છું કે, કોઇ પાપી આવું કામ કરી શકતો નથી. પંડિત લોકો હંમેશાં સારાં કામ કરે છે અને મારી બુદ્ધિ પણ હંમેશાં સારાં કામોમાંજ લાગે છે."

શિબિરાજાના સુચારિત્ર્યની વાતો સાંભળીને સર્વ કોઈ તેને 'ધન્ય! ધન્ય!' કહેવા લાગ્યાં.



# ૨૯–કપૂત અને સપૂત

## (અસમંજસ, અંશુમાન અને સગરની વાર્તા)

સગર રાજા એક બહુ પ્રતાપી રાજા હતો. તેને ઘણા પુત્રો હતા. તેણે નવ્વાણું અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. તેણે જ્યારે સોમો અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો, ત્યારે ઇન્દ્રે ઘોડો લઈને કપિલ મુનિની પાછળ બાંધી દીધો. આ સ્થળ હાલમાં ગંગાસાગર પાસે આવેલું છે. જ્યારે ઘોડો ન મળ્યો ત્યારે સગરે પોતાના પુત્રોને બહુ ધિક્કાર્યા. તેઓ સઘળા બહુ દુષ્ટ હતા. ધિક્કાર પામતાં-જ તેઓ તોફાન મચાવતા, યજ્ઞના ઘોડાને ખોળતા ખોળતા કપિલ મુનિ પાસે જઈ પહોંચ્યા. તેમણે તેમના અત્યાચાર અને દુષ્ટતાથી તે મુનિની તપશ્ચર્યામાં બાધા પહોંચાડી. તેથી કપિલ મુનિની તપસ્યાનો ભંગ થયો. જ્યારે તેમણે આમતેમ નજર ફેરવી તો સગરપુત્રો દેખાયા. તેમણે તેમનેજ તપસ્યાનો ભંગ કરાવનાર માન્યા. અંતે તેને બહુ ક્રોધ ચડ્યો, તેમની આંખો લાલચોળ થઈ ગઈ અને એક એવું તેજ બહાર નીકળ્યું કે જેથી સર્વ સગરપુત્રો બળીને ભસ્મ થઈ ગયા.

જ્યારે રાજાને આ વાતની ખબર પડી ત્યારે તે પુત્રના શોકથી ખૂબ આકુળવ્યાકુળ થયો. તેણે પોતાના પૌત્ર અંશુમાનને બોલાવ્યો અને કહ્યું કે, "બેટા! મેં ઘણા સમયથી તારા પિતા અસમંજસને ગામ બહાર કાઢી મૂક્યો છે. કેમકે તે બહુ દુષ્ટ હતો અને ગ્રામવાસીઓનાં દુર્બળ બાળકોનાં ગળચાં પકડી પકડીને તેમને નદીમાં ફેંકી દેતો હતો. જ્યારે તેની

પીડાથી પ્રજા ખૂબ પીડાવા લાગી, ત્યારે તેણે મારી આગળ તેની વિરુદ્ધ ફરિયાદ કરી. પ્રજાએ કહ્યું કે, 'મહારાજ! આપ બહારના શત્રુઓથી જેમ અમારું રક્ષણ કરો છો, તેજ પ્રમાણે અમને અસમંજસના ભયથી બચાવો.' પ્રજાની ઘણીજ દર્દ-ભરી દીનવાણી સાંભળી મને દુઃખ થયું અને પુત્રને તેની કરણી માટે શોક થયો. અંશુમાન! જો કે પુત્ર તો ખૂબ વહાલો હોય છે. તેને દૂર કરવામાં બહુ દુઃખ થાય છે, પણ મારાથી બીજું શું થાય? પ્રજા પુત્રથી ઓછી વહાલી નથી હોતી. પુત્રને રાખી પ્રજાને દુઃખ દેવું મને યોગ્ય ન લાગ્યું. તેથી મેં મંત્રીને આજ્ઞા કરી હતી કે, 'અસમંજસને તરતજ ગામ બહાર કાઢી મૂકો.' મારી આજ્ઞાનું તરત પાલન થયું. તે વીર પુત્ર ગામ બહાર ચાલ્યો ગયો. તે તો એ પ્રમાણે ચાલ્યો ગયો અને જે બાકી હતા, તે પોતાનાં ખરાબ કામોને લીધે કપિલ મુનિથી ભસ્મ થઈ ગયા. હવે તારા પિતાને કાઢી મૂકવાથી, બીજા પુત્રોનો નાશ થવાથી અને ઘોડો નહિ મળવાથી મારું શરીર બળી રહ્યું છે. હવે તુંજ એ સર્વથી વધારે કુળવાન, સદાચારી અને વીર છે. તું એવો ઉપાય કર કે જેથી યજ્ઞનો ઘોડો મળે અને મારો ઉદ્ધાર થાય. કુપુત્રનાં બગાડેલાં કામ તો સુપુત્રજ સુધારે છે. આ પણ એક પ્રકારનું ધર્મસંકટ છે. હવે તારા સિવાય મારો કોઈ આધાર નથી. ગમે તે રીતે તું આ કામ કર.

સગરરાજાનાં આવાં ભયભરેલાં વચનો સાંભળી, અંશુમાન તેમને ધીરજ આપી ઘણાજ દુઃખથી જ્યાં કપિલમુનિ હતા ત્યાં ગયો. ત્યાં તેણે યજ્ઞનો ઘોડો બાંધેલો જોયો, કપિલમુનિ

પાસે તે ઊભો હતો. અંશુમાને મુનિની પાસે જઈને બહુ વિનયથી તેમને ચરણે મસ્તક મૂકયું અને તેમનાં બહુ વખાણ કર્યાં. પછી તેણે પોતાની ઇચ્છા કહી સંભળાવી. તેમણે પ્રસન્ન થઈને કહ્યું: "હે વત્સ! તું તારી ઇચ્છામાં આવે તે વરદાન માગ, હું તને વરદાન આપવા તૈયાર છું."

અંશુમાને મુનિનું વચન સાંભળી યજ્ઞ પૂરો કરવા માટે પહેલો ઘોડો માગ્યો અને બીજું વરદાન એ માગ્યું કે, "મારા પિતૃઓ પવિત્ર થઈ ઉદ્ધાર પામે." તેજસ્વી કપિલ મુનિએ તેની પ્રાર્થના સાંભળીને કહ્યું કે, "હે અંશુમાન! તારું કલ્યાણ થાઓ. તેં જે માગ્યું તે હું આપું છું. તારામાં સત્ય, ક્ષમા અને ધર્મ અચળ છે. તારાથી સગર પવિત્ર થયા છે. તને અને તારાં માતપિતાને ધન્ય છે. તારા પિતા ભગીરથ તપસ્યા કરીને ગંગાને સ્વર્ગમાંથી લાવી તારા પિતૃઓનો ઉદ્ધાર કરશે. હવે તું યજ્ઞનો ઘોડો લઈ જા અને સગર રાજાનો યજ્ઞ પૂર્ણ કર."

## ૩૦—બીજાઓને દુઃખ દેવાનું માઠું ફળ

### (અણિ-માંડવ્ય મુનિની વાર્તા)

માંડવ્ય નામના એક ઋષિ હતા. તે મહાતપસ્વી અને યોગી હતા. એક દિવસ તેઓ એક ઝાડ નીચે ઊભા રહી મૌનવ્રત ધારણ કરી તપ કરી રહ્યા હતા. તે તરફ કેટલાક લૂંટારાઓ રાજાનું ધન લૂંટીને નાસતા હતા. એટલામાં રાજાના નોકરો પણ તેમની પાછળ જઈ પહોંચ્યા. લૂંટારુઓએ તે

ઋષિના આશ્રમમાં જ્યાં ત્યાં રાજાની સર્વ વસ્તુઓ ફેંકી દીધી અને પોતે ગમે ત્યાં સંતાઈ ગયા. રાજાના નોકરોએ ઋષિને ચોરો સંબંધી પૂછ્યું, પણ તે કંઈજ બોલ્યા નહિ. અન્તે બધી ચીજો સાથે ચોરો પકડાઈ ગયા અને નોકરોએ મુનિને પણ બીજા ચોરો માફક ચોર સમજી રાજા પાસે મોકલી દીધા.

રાજાએ લૂંટારુઓ સાથે મુનિને પણ શૂળીએ ચઢાવવાની આજ્ઞા કરી. જેમ રાજાના નોકરોએ મુનિને ન ઓળખ્યા અને તેઓ તેમને પકડી લાવ્યા, તેમજ રાજાએ પણ જાણ્યાબૂઝ્યા વિના તેમને મારી નાખવાની આજ્ઞા આપી. ચોરોની સાથે મુનિને પણ શૂળીએ ચડાવવામાં આવ્યા, પણ તે પોતાના તપ અને યોગને લીધે ન મર્યા. કેટલાક દિવસો સુધી તે શૂળી પર ટાંગેલાજ રહ્યા. કેટલાય મુનિઓ તેમને શૂળી પર લટકતાં લટકતાં પણ તપસ્યા કરતા જોઈ બહુ દુઃખી થયા.

કેટલાક દિવસ પછી રક્ષકોએ રાજાને મુનિની આવી સ્થિતિના સમાચાર કહ્યા. રાજાને બહુ ડર લાગ્યો. તે મંત્રીઓ સાથે દોડતો દોડતો મુનિ પાસે આવ્યો. તે મુનિને જીવતા જાગતા જોઇ આશ્ચર્ય પામી તેમના તપની પ્રશંસા કરતો હાથ જોડીને કહેવા લાગ્યો: “હે મહાત્મા! મેં મારી અજ્ઞાનતામાં આવો અધર્મ કર્યો છે, આપ મને કૃપા કરી ક્ષમા આપો.”

રાજાની વિનયભરી વાણી સાંભળી મુનિ પ્રસન્ન થયા. અંતે રાજાએ મુનિને શૂળીએથી નીચે ઉતાર્યા. તે તેમના શરીરમાં વાગેલા કાંટા કાઢવા લાગ્યો પણ બહુ પ્રયત્ન કરવા છતાં

પણ તે નીકળ્યા નહિ. અંતે તે કાપી નાખવામાં આવ્યા અને તેમના શરીરમાં જે કાંટા પેસી ગયા હતા તે પેઠેલાજ રહ્યા. મુનિ એ દશામાં રહ્યા રહ્યા પણ તપસ્યા કરવા લાગ્યા. અણિ અર્થાત્ શૂળીના કાંટા પેસવાથી તેમનું નામ અણિ–માંડવ્ય પડ્યું.

આ દશામાં તેમને જોઇ બીજા મુનિઓએ પૂછ્યું કે, "આપનું એવું કયું પાપ હતું કે જેનું આ ફળ મળ્યું ?" તેમણે કહ્યું કે, "હે તપસ્વીઓ ! મેં તો હજુ સુધી કોઈ દોષ નથી કર્યો પણ બાળપણમાં એક તીડને પકડીને તેના પૂંછડામાં સળી ઘોચી હતી; તે સળીની વેદનાથી જેમ જેમ તરફડિયાં મારતું હતું તેમ તેમ મને આનંદ થતો હતો. તેનું ફળ હું આજ ભોગવું છું. મારી દશા પણ આ કાંટાઓથી એ તીડના જેવી થઈ રહી છે. હું તે સમયે એ કામને ખોટું ન સમજ્યો પણ હવે સમજ્યો કે એ એક ખોટું કામજ હતું."

ઘણાં બાળકોને એવી ટેવ હોય છે કે તેઓ તીડ કે કોઇ બીજાં જીવજંતુને પકડીને બહુ સતાવે છે. કેટલાંક તેની પાંખો તોડી નાખે છે અને તેનાં તરફડિયાં જોઈ ઘણાં ખુશ થાય છે અને કેટલાંક તેને બાંધીને ઉડાડે છે અને આમથી તેમ મન ફાવે ત્યાં સુધી ઝોલા ખવરાવી નચવે છે. એવું કામ કરવું તે મહા પાપ છે. એ બાબતમાં બાળકોએ અણિ–માંડવ્યની વાર્તા યાદ રાખવી જોઇએ.



# ૩૧—અભિમાનનાં માઠાં ફળ

## ( પાંડવોના સ્વર્ગગમનની વાર્તા )

જ્યારે પાંડવોને સંસાર પર વૈરાગ્ય આવ્યો ત્યારે તેઓ આ સંસારનો ત્યાગ કરી ચાલી નીકળવા તૈયાર થયા. તેઓ અભિમન્યુના નાના પુત્ર પરીક્ષિતને રાજ્ય આપીને ફરતા ફરતા ઉત્તર તરફ ચાલી નીકળ્યા. સર્વથી આગળ યુધિષ્ઠિર, પછી અનુક્રમે ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ હતા. દ્રૌપદી સૌથી પાછળ હતી. આ પ્રમાણે ઉપવાસ, વ્રત અને જપતપ તથા યોગયાગાદિ કરતા જતાં જતાં તેમને હિમાલયનાં દર્શન થયાં. તેઓ હિમાલયની પેલી પાર જવાની ઇચ્છાથી જલદી આગળ વધવા લાગ્યાં.

થોડેક સુધી તેઓ જલદી જલદી ચાલ્યા પછી દ્રૌપદી હિમાલય પરથી પડી ગઈ. ભીમે યુધિષ્ઠિરને પૂછ્યું કે, " મહારાજ ! દ્રૌપદીએ તો કંઈ અધર્મ કર્યો નથી છતાં તે આપણી સાથે કેમ ન આવી શકી ? " યુધિષ્ઠિરે કહ્યું કે, " ભાઈ ! દ્રૌપદી પોતાને સૌથી શ્રેષ્ઠ પતિવ્રતા માનતી હતી છતાં આપણા સર્વ કરતાં અર્જુનનો પક્ષપાત કરતી હતી. એજ અભિમાન અને પક્ષપાતને લીધે આજ તે પડી ગઈ અને તેનું ફળ ભોગવ્યું. " એમ કહી યુધિષ્ઠિર દ્રૌપદીને મૂકીને આગળ ચાલ્યા.

યુધિષ્ઠિર થોડેક દૂર ગયા એટલામાં સહદેવ પણ દ્રૌપદીની પેઠે પડી ગયા. એટલે ભીમે યુધિષ્ઠિરને સહદેવના પડવાનું

કારણ પૂછ્યું. યુધિષ્ઠિરે કહ્યું કે, “સહદેવ બધા કરતાં પોતાને વધારે વિદ્વાન માનતો હતો. એ અભિમાનથી તે પૃથ્વી પર પડી ગયો છે.” એમ કહી યુધિષ્ઠિર ઉદાસ ચિત્તે આગળ જવા લાગ્યા. થોડે દૂર ગયા પછી નકુળ પણ સહદેવ અને દ્રૌપદીની પેઠે પડી ગયા. ભીમે યુધિષ્ઠિરને પૂછ્યું કે, “નકુળ તો ભારે ધર્માત્મા અને આપણો આજ્ઞાધારી હતો. છતાં તે કયા પાપ-થી પડ્યો?” યુધિષ્ઠિરે કહ્યું કે, “ભાઈ! નકુળ ધર્માત્મા તો હતોજ પણ તેના મનમાં ‘મારા જેવો કોઇ રૂપાળો નથી અને હું રૂપમાં સૌથી શ્રેષ્ઠ છું’ એવું અભિમાન હતું. એ પાપે તે પૃથ્વી પર પડ્યો છે. તેનો શોક કરવો નકામો છે. જે જેવું કરે છે તેનું તેને તેવું ફળ ભોગવવું પડે છે.” આ સાંભળી ભીમ યુધિષ્ઠિર સાથે આગળ ચાલ્યા.

થોડે દૂર ગયા પછી મહાવીર અર્જુન પણ શોકાતુર થઈ પૃથ્વી પર પડ્યો. ભીમસેને યુધિષ્ઠિરને પૂછ્યું કે, “મહારાજ! અર્જુને ભૂલમાં પણ કોઈવાર જૂઠી વાત નથી કહી તો અર્જુન પણ કેમ પડ્યો?” યુધિષ્ઠિરે કહ્યું કે, “અર્જુનને એવું અભિ-માન હતું કે, મારા જેવો કોઈ બાણાવળી નથી અને તેથી તે સઘળા બાણાવળીઓની નિન્દા કરતો હતો. એ પાપે તે પૃથ્વી પર પડ્યો છે.” થોડેક દૂર ભીમ સાથે યુધિષ્ઠિર ચાલ્યા પછી ભીમ પણ પડ્યો. તે પડતો પડતો બોલ્યોઃ “મહારાજ! મેં શું પાપ કર્યું છે કે હું પૃથ્વી પર પડું છું?” યુધિષ્ઠિરે જોરથી ઉત્તર આપ્યો કે, “ખાવાની સરસ સરસ ચીજો બીજાને આપ્યા સિવાય તું પેટ ભરીને ખાઈ લેતો હતો અને પોતાને સર્વથી બળવાન માનતો હતો. આ અભિમાનને લીધે તું પણ પડે છે.”

યુધિષ્ઠિર એમ કહી દુઃખિત થવા છતાં પણ ચિત્તને રોકતા રોકતા આગળ ચાલ્યા અને ઇન્દ્ર આવીને તેમને સ્વર્ગમાં લઈ ગયા.

# ૩૨—આશ્રિત ઉપર દયા

## (યુધિષ્ઠિર અને ઇન્દ્રની વાર્તા)

જે વખતે યુધિષ્ઠિરે પોતાના ચારે ભાઈઓ અને દ્રૌપદી સાથે આ પૃથ્વીને છોડી સ્વર્ગમાં જવા માટે હિમાલયની યાત્રા કરી, તે વખતે એક કૂતરો પણ તેમની પાછળ પાછળ જતો હતો. જો કે તેમણે પહેલેથીજ તે તેમની સાથે ન આવે એમ ઇચ્છયું હતું. પણ તે તેમનાથી જુદોજ પડ્યો નહોતો. જ્યારે દ્રૌપદી અને તેમના ચારે ભાઈઓ હિમાલયમાં પડીને મરી ગયા અને યુધિષ્ઠિર હિમાલય ઓળંગી સુમેરુ જવાને આગળ વધ્યા ત્યાં સુધી પણ તે કૂતરો તેમની સાથેજ રહ્યો હતો.

થોડે દૂર આગળ ગયા પછી ઇન્દ્ર રથ લઇને તેમની સામે આવ્યા અને કહ્યું કે, "મહારાજ! આ રથમાં બેસી આપ સ્વર્ગમાં ચાલો." પણ યુધિષ્ઠિર પોતાના ચાર ભાઈઓ અને દ્રૌપદીના નાશથી બહુ દુઃખી હતા. તેમને તેમનાથી જુદા રહેવાનું નહોતું ગમતું. તેથી તેમણે કહ્યું કે, "હે દેવરાજ! હું એકલો જ્યાં સુધી એ પાંચેય સ્વર્ગમાં નહિ જાય ત્યાં સુધી સ્વર્ગમાં નહિ આવું." ઇન્દ્રે કહ્યું કે, "મહારાજ! એ પાંચેય

મનુષ્યશરીરથી સ્વર્ગમાં જઈ શકે તેમ ન હતું. એટલે તેઓ આપના પહેલાંજ શરીરનો ત્યાગ કરી સ્વર્ગમાં ગયાં છે. તેમને માટે શોક કરવાની જરૂર નથી. આપ સ્વર્ગમાં આજ શરીર વડે આવી તેમને મળશો. તેમાં કોઇ પ્રકારની શંકા ન કરશો."

ઇન્દ્રના આ કથન પછી યુધિષ્ઠિરે કહ્યું કે, "હે દેવરાજ! આ કૂતરો મારો પરમ ભક્ત છે, તેની સાથે આવવાની મને આજ્ઞા આપો. તેને મૂકીને જવું મને ઠીક નથી લાગતું." ઇન્દ્રે કહ્યું કે, "આપને આપના પુણ્યના પ્રતાપથી અક્ષયલોક પ્રાપ્ત થયો છે. તે ત્યાં જઈ શકે નહિ, તેથી આપ તેને મૂકીને આવશો તેથી આપના વર્તનમાં કંઈજ દોષ ગણાશે નહિ."

યુધિષ્ઠિરે કહ્યું કે, "હે ઇન્દ્ર! સ્વર્ગના લાભથી પણ જો હું આ કૂતરાને છોડી દઉં તો આથી વધારે અયોગ્ય કાર્ય મારે માટે બીજું ન ગણાય. હું આ ભક્ત કૂતરાને છોડીને સ્વર્ગમાં જવા નથી ઇચ્છતો." ઇન્દ્રે કહ્યું કે, "કૂતરો એ અપવિત્ર પ્રાણી છે. તેને છોડયા સિવાય આપને સ્વર્ગ મળી શકે તેમ નથી. કેમકે જેઓ કૂતરાઓ સાથે રહે છે, તેઓ પણ સ્વર્ગમાં જઈ શકતા નથી.

યુધિષ્ઠિરે કહ્યું કે, "હે ઇન્દ્ર! જે માણસ પોતાના ભક્તને અને આશ્રિતને છોડી દે છે, તેને મહાપાપ લાગે છે. તેથી હું મારા સુખને ખાતર આ કૂતરાને કદી પણ છોડીશ નહિ. હું ડરેલાની, ભક્તોની, નિરાધારની, દુર્બળની અને શરણે આવેલાઓની પ્રાણાંતે પણ રક્ષા કરું છું."

ઇન્દ્રે ધર્માત્મા યુધિષ્ઠિરની આવી વાત સાંભળી અને તેમની આવી જીવદયા જોઇને ભારે પ્રશંસા કરી. આખરે યુધિષ્ઠિર જ્યાં તેમના ભાઇઓ અને દ્રૌપદી હતાં ત્યાં આગ્રહપૂર્વક ગયા, કેમકે તે તેમનાથી જુદા રહેવા ઇચ્છતા નહોતા.

## ૩૩—અલૌકિક પ્રેમ

( યુધિષ્ઠિર નર્કમાં ગયાની વાર્તા )

યુધિષ્ઠિર જ્યારે સ્વર્ગમાં પહોંચ્યા ત્યારે તેમણે દેવતાઓને કહ્યું કે, "હે દેવગણ! હું જ્યાં મારા ભાઇ, દ્રૌપદી અને મિત્ર તથા ભાઇભાંડુઓ રહે છે ત્યાંજ રહેવા ઇચ્છું છું. જે જગાએ તેઓ છે તેજ મારે માટે સ્વર્ગ છે અને તેમના વિના સ્વર્ગ પણ નરકસમાન છે."

દેવતાઓએ યુધિષ્ઠિરનો આગ્રહ જોઇ, એક દેવદૂતને બોલાવ્યો અને કહ્યું કે, "જ્યાં તેમનાં ભાઇભાંડુઓ છે ત્યાં તેમને લઈ જાવ." આ સાંભળી યુધિષ્ઠિરને લઇને એક દૂત ભયાનક રસ્તેથી આગળ આગળ ચાલ્યો. રસ્તો બહુ કઠણ અને અંધકારથી ભરેલો હતો. તેમાં ચારે બાજુએથી લોહી, માંસ, પરુ વગેરેની દુર્ગંધ આવતી હતી અને મચ્છર, માંખો વગેરેનો બણબણાટ થઇ રહ્યો હતો. મડદાંનાં કેટલાંય હાડકાં અને કેટલીયે લોથો પડી હતી. કેટલાંય કૂતરાં, શિયાળવાં, ગીધ અને કાગડાઓ ચોતરફ ભસતાં, બોલતાં અને તોડી તોડીને માંસ ખાતાં હતાં. ભૂતપલીત ફરતાં હતાં, ચારે બાજુ આગ સળગી

રહી હતી. યુધિષ્ઠિર પાપીઓને માટે કઠણ એવા આ રસ્તેથી વિચાર કરતા કરતા આગળ જવા લાગ્યા.

એ રીતે યુધિષ્ઠિર નર્કમાં જઇ પહોંચ્યા. ત્યાંની દશા જોઈ તેમનું શરીર કંપી ઊઠયું. ત્યાં પાપીઓને અનેક પ્રકારનાં દુ:ખ ભોગવતા જોઈ તેમની આંખોમાંથી અશ્રુધારાઓ ચાલી. એ પાપીઓની ચીસો અને ડૂસકાં સાંભળી તે બહુ દુ:ખી થયા. તેમણે એ દૂતને કહ્યું: " હે દૂત ! આ કયો માર્ગ છે અને આ કયું સ્થળ છે ? મારે આ રસ્તેથી ક્યાં સુધી ચાલવું પડશે ? મારા ભાઈભાંડુઓ ક્યાં છે ?" દૂતે કહ્યું કે, "મહારાજ ! હું આ બાબતમાં કશું કહી શકું તેમ નથી. જો આપ અહીં આવવા ન માગતા હો તો પાછા ચાલો."

જ્યારે યુધિષ્ઠિર દુર્ગંધ ન સહન કરી શક્યા અને પાછા ફરવા માંડ્યા, ત્યારે ચારે બાજુએથી એવો અવાજ સંભળાયો કે, "આપ અહીંથી ન જશો. આપના શરીરમાંથી જે સુગંધી નીકળે છે તેથી અમને બહુ આનંદ થાય છે. આપનાં દર્શનથી અમે કૃતાર્થ થયા છીએ. અમને નરકનું દુ:ખ પણ માલૂમ પડતું નથી."

પરમદયાળુ રાજા યુધિષ્ઠિર તે નરકવાસીઓનાં વચન સાંભળી બોલ્યા કે, " તમે શાંતિથી રહો. જો તમને મારા અહીં રહેવાથી આનંદ થાય છે, તો હું અહીંથી કદી પણ નહિ જાઉં. તમને મારા શરીરની હવા લાગવાથી શાંતિ થાય છે, તો હું અહીંજ ઊભો રહું છું. હું તમારે ખાતર નરક ભોગવવા તૈયાર છું."

ત્યાર પછી તેમને ચારે બાજુએથી એવો અવાજ સંભ-

બાયો કે, "હે ભાઈ! બહુ દિવસે આપનાં દર્શન થયાં. યુધિષ્ઠિરે આશ્ચર્યચકિત થઈને પૂછ્યું કે, "વહાલા ભાઇઓ! તમે કોણ છો?" એટલું સાંભળતાંજ ચારે બાજુએથી અવાજ સંભળાવા લાગ્યો કે, "હું કર્ણ છું, હું ભીમસેન છું. હું અર્જુન છું. હું દ્રૌપદી છું. અમે દ્રૌપદીના પુત્રો છીએ." યુધિષ્ઠિરને બહુ આશ્ચર્ય થયું કે, 'આ તો મારાં પુણ્યાત્મા ભાઇભાંડુઓ છે. શા પાપે તેઓ નરકમાં આવી પડયાં છે?' તેઓ ક્રોધથી દેવતાઓની નિંદા કરવા લાગ્યા અને દૂતને કહ્યું કે, "જેના મોકલવાથી તું અહીં આવ્યો છે, તેમને અહીં હાજર કર. હું મારા ભાઇઓને મૂકીને હવે ક્યાંય જવાનો નથી. જેમ તેઓ રહેશે તેમજ હું રહીશ."

દૂતના ગયા પછી થોડી વારે દેવતા આવ્યા. તેમના આવવાથી ચારે બાજુએ પ્રકાશ ફેલાઈ ગયો. ઇન્દ્રે યુધિષ્ઠિરને શાંત પાડી કહ્યું કે, "મહારાજ! આપ કોઇ પણ પ્રકારની ચિંતા ન કરો. આપના સર્વ હિતસ્વી મિત્રોએ થોડું થોડું પાપ કર્યું હતું તેથી તેનું ફળ પહેલાં ભોગવવું પડયું છે. હવે તેઓ સ્વર્ગમાં આવશે. આપ પણ હવે અહીંથી ચાલો." યુધિષ્ઠિરે કહ્યું કે, "જ્યાં સુધી અહીંના સર્વ નર્કવાસીઓ સ્વર્ગમાં નહિ જાય, ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી."

ધર્મરાજે કહ્યું કે, "હે યુધિષ્ઠિર! તમને ધન્ય છે! તમારો આ અલૌકિક પ્રેમ, અલૌકિક જીવદયા અને અલૌકિક ભ્રાતૃભાવ જોઈને હું પરમ સંતુષ્ટ થયો છું. તમારી પહેલાં આ બધા સ્વર્ગમાં જાય છે. તમે મારી સાથે તેમને સ્વર્ગમાં જોવા ચાલો."

# ૩૪—ક્રોધ અને ક્ષમાના ગુણદોષ

## ( દ્રૌપદી અને યુધિષ્ઠિરનો સંવાદ )

વનવાસ વખતે પાંડવોને દુઃખી જોઈ દ્રૌપદીએ યુધિષ્ઠિરને કહ્યું કે, " મહારાજ ! સર્વ પ્રકારે યોગ્ય અને દુઃખ નહિ સહન કરવા જેવા એવા આપના ભાઇઓને દુઃખમાં દિવસો ગાળતા જોઇને આપનું મન કેમ નથી દુખાતું ? આપ ક્રોધ કેમ નથી કરતા અને તમારા ભાઇઓ સાથે મળી શત્રુઓ જોડે યુદ્ધ કરી તમારું રાજ્ય કેમ જીતી લેતા નથી ? ક્ષત્રિયોએ તદ્દન ક્રોધ-રહિત થવું જોઇએ નહિ. ક્ષમા કરવાથી તપસ્વીઓને ચાલે, રાજા-ને ચાલે નહિ. જે ક્ષત્રિય વખત આવતાં પોતાનું તેજ નથી બતા-વતો તેની સર્વ કોઈ નિંદા કરે છે. તેથી આપે શત્રુઓને કદી ક્ષમા આપવી જોઇએ નહિ; કેમકે તેઓ જોર બતાવ્યા સિવાય તાબે થાય તેવા નથી. એજ પ્રમાણે ક્ષમાને વખતે જે ક્ષત્રિય શાંતિ રાખતો નથી તે સૌને અપ્રિય થાય છે. આ બાબતમાં પ્રહ્‌લાદે બલિરાજાના પૂછવાથી જે ઉત્તરો આપ્યા હતા, તે હું આપને વિસ્તારપૂર્વક સંભળાવું છું.

"એક વાર બલિરાજાએ તેમના પિતામહ પ્રહ્‌લાદને પૂછ્યું કે, 'દાદાજી ! ક્ષમા સારી કે ક્રોધ ? જે ઉત્તમ હોય તે આપ મને કહો. હું તે પ્રમાણે વર્તીશ.' પ્રહ્‌લાદે બલિને કહ્યું કે, 'ભાઈ ! હંમેશાં ક્રોધ કરવોય સારો નથી તેમજ સર્વકાળે ક્ષમા પણ સારી નથી;એ મૂળ સિદ્ધાન્ત છે. જે હંમેશાં ક્ષમા કરે તેને બહુ મુશ્કે-

લીઓ વેઠવી પડે છે. એવા માણસનો સર્વ કોઈ નિરાદર કરે છે. સર્વ કોઈ ક્ષમાશીલ પુરુષનું ધન વગેરે સર્વ કંઈ લઈ લેવાને તત્પર રહે છે. તેના હાથ નીચેના માણસો તેની આજ્ઞા પાળતા નથી અને તેઓ એવા ક્ષમાવાન માણસની ભલમનસાઈનો ઘણેભાગે દુરુપયોગજ કરે છે. તેઓ જાતેજ માલિકની પેઠે વર્તે છે અને પ્રસંગ આવતાં માલિકનું અપમાન પણ કરે છે. અને અપમાનના જેવી ખરાબ વસ્તુ બીજી કોઈજ નથી. આ પ્રકારે ક્ષમાવાન માણસને આટલા દોષો ઘેરી લે છે. હવે હંમેશાં ક્રોધ કરનારના અવગુણ સાંભળો. જ્યારે માણસ ક્રોધમાં આવી જાય છે ત્યારે તેને સારા—નરસાનું જ્ઞાન રહેતું નથી. તે મનમાં આવે તેવી શિક્ષા કરી બેસે છે. તેને મિત્રો સાથે હંમેશાં વિરોધ રહ્યા કરે છે. સંસાર હંમેશાં તેની નિંદા કરે છે. પોતાનો માણસ પણ તેનાથી પ્રસન્ન રહેતો નથી. આ પ્રમાણે ક્રોધી માણસ ધનમાલ અને સ્નેહી—સંબંધી વિનાનો બની જાય છે. જે માણસ ઉપકારી અને અપકારી બન્ને સાથે સમાનભાવે વર્તે છે, તેનાથી બધા નાખુશ થાય છે અને તેનું કદી પણ કલ્યાણ થતું નથી. તેથી બહુ ક્રોધી પણ થવું જોઈએ નહિ, તેમજ બહુ ક્ષમાવાન પણ થવું જોઈએ નહિ. જે સમયાનુસાર કઠોર અને કોમળ બની શકે છે તેજ બન્ને લોકમાં સુખી થાય છે. હવે ક્યાં ક્યાં ક્ષમા કરવી જોઇએ તે તને સંભળાવું છું.

"કોઇએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય અને તેણે બહુ ભારે અપરાધ કર્યો હોય, તો પણ તેને ક્ષમા આપવી જોઈએ. સૌ કોઈ સર્વ બાબતથી માહિતગાર હોતું નથી; તેથી

ભૂલચૂકથી કોઇથી અપરાધ થઈ જાય તો તે પણ ક્ષમા કરવા યોગ્ય છે. જેણે જાણીજોઈને અપરાધ કર્યો હોય અને કહે કે, 'ભૂલથી થઈ ગયો' તો થોડા ગુના માટે પણ તેને શિક્ષા કરવી યોગ્ય છે. સૌ કોઈનો એક ગુનો તો માફ કરવોજ જોઇએ. પણ કોઈથી વારંવાર દોષ થયા કરે, તો તેને કદી પણ ક્ષમા કરવી નહિ. એ પ્રમાણે બીજા પણ કેટલાક ક્ષમાના પ્રસંગો હોય છે. આથી જ્યાં જ્યાં ઉલટું થતું હોય, ત્યાં ત્યાં ક્ષમાને બદલે ક્રોધ કરવો જરૂરી થઈ પડે છે.' "

આ પ્રકારે યુધિષ્ઠિરને ક્ષમા અને ક્રોધના સંબંધમાં બલિ અને પ્રહ્‌લાદની વાત સંભળાવી દ્રૌપદીએ કહ્યું કે, "મહારાજ! આ ઉપરથી તો જણાય છે કે, આપનો આ પ્રસંગ ક્રોધ કરવા યોગ્ય છે. લોભી કૌરવો પ્રત્યે ક્ષમા બતાવવાનું આ વખતે કંઈ પણ કારણ નથી." આ સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, "હે દ્રૌપદી! ક્રોધ મનુષ્યનો નાશ કરે છે. જે માણસ ક્રોધને દબાવે છે તેનું સર્વ ઠેકાણે ભલું થાય છે અને જે એમ નથી કરતો તેનો નાશ થાય છે. તો પછી મારે ક્રોધ શા સારુ કરવો? ક્રોધી પાપ કરે છે અને ગુરુને પણ મારવા તૈયાર થાય છે. ક્રોધી યોગ્યાયોગ્યનો વિચાર નથી કરી શકતો તથા તેને માટે કોઈ પણ કામ એવું નથી હોતું કે, જે તે ન કરી શકે. આથી તો બન્ને લોક બગડે છે. એવા ક્રોધને છોડવામાંજ કલ્યાણ છે. આ સર્વ દોષો જોઈ બુદ્ધિમાનોએ ક્રોધને છોડી દીધો છે, તો હે દ્રોપદી! હું કેવી રીતે ક્રોધ કરી શકું? જે પોતાને અને બીજાઓને બચાવવા ઇચ્છે છે, તેણે ક્રોધ કરનાર ઉપર પણ કદી ક્રોધ કરવો જોઇએ

નહિ. જે પોતાના ક્રોધને બુદ્ધિના બળથી દબાવી દે છે, તેનેજ બધા લોકો વિદ્વાન માને છે. જો મનુષ્યોમાં ક્ષમા કરનારા ન હોય તો કોઈનો કોઈની સાથે સંબંધજ રહે નહિ; કેમકે ઝઘડાનું મૂળ ક્રોધજ છે. ક્ષમા સત્યવાદીઓનું સત્ય છે, તપસ્વીઓનું તપ છે અને તેજસ્વીઓનું તેજ છે. એવી ક્ષમાને હું કેવી રીતે છોડી શકું? જે માણસોનો ક્રોધ ક્ષમાથી દબાઈ ગયો છે, તેઓજ બન્ને લોકમાં ઉત્તમ ગતિને પામે છે."

## ૩૫—દૂરદર્શિતા અથવા અગમચેતી

### (ધૃતરાષ્ટ્ર અને શ્રીકૃષ્ણની વાર્તા)

જ્યારે મહાભારતના યુદ્ધનો અંત આવ્યો અને કૌરવદળના સર્વ વીર માર્યા ગયા, ત્યારે કૌરવદળમાં રોવા—કકળવાને લીધે જે કરુણ હાહાકાર થઈ રહ્યો હતો, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. અંધ ધૃતરાષ્ટ્ર પોતાના સો પુત્રોનાં મરણ સાંભળી બહુ આકુળવ્યાકુળ થયા હતા અને તેમણે જે કરુણ વિલાપ કર્યો હતો, તે તો કહ્યો જાય તેમ નથી. જ્યારે તેમણે જાણ્યું કે, ભીમે દુર્યોધનને માર્યો, ત્યારે તો તેમના ક્રોધની સીમાજ રહી નહિ. એક તો તેઓ પહેલેથીજ ભીમનું કાસળ કાઢવા માગતા હતા; એટલે હવે તો તેમને બમણું જોર ચઢ્યું. આ વાત શ્રીકૃષ્ણ પરમાત્માને સમજાઈ ગઈ. એટલે તેમણે અગમચેતી વાપરી, ભીમની એક લોખંડની મૂર્તિ તૈયાર કરાવી રાખી હતી.

જ્યારે અંતિમ વેળાએ સર્વે એકત્ર થયા, ત્યારે વિદુરે ધૃત-

રાષ્ટ્રને અમૂલ્ય ઉપદેશ આપી શાંત કર્યા. એટલામાં પાંચે પાંડવ અને શ્રીકૃષ્ણ તેમની પાસે ગયા. યુધિષ્ઠિરે જઇને ધૃતરાષ્ટ્રને પ્રણામ કર્યા. રાજા ધૃતરાષ્ટ્રે અપ્રસન્ન મન વડે યુધિષ્ઠિરને આલિંગન કર્યું અને ભીમને મારી નાખીને પોતાની દુષ્ટ ઇચ્છા પૂર્ણ કરવા માટે તેને ખોળવા લાગ્યા. તેમનું મુખ જોઈને શ્રીકૃષ્ણને સ્પષ્ટ સમજાઈ ગયું કે, જો આ વખતે ભીમ હાથમાં આવ્યો તો તો તેના બારજ વાગી ગયા જાણવા. એટલે તેમણે એક હાથે ભીમને દૂર રાખ્યો અને બીજા હાથે લોઢાના ભીમને ધૃતરાષ્ટ્રની સામે પ્રણામ કરવાના બહાને ઊભો રાખ્યો.

મહાબળવાન મહાવીર ધૃતરાષ્ટ્રે લોઢાના ભીમને બન્ને હાથે પકડ્યો અને ભેટવા માટે છાતી સરસો ચાંપ્યો. મજબૂતી જોતાં ધૃતરાષ્ટ્રને લાગ્યું કે, આ તો ભીમજ છે, ત્યારે તેમણે છાતી અને હાથના બળથી તેને ચગદી નાખ્યો. આ પ્રમાણે બહુ જોરથી લોઢાના ભીમને કચરી નાખવાથી ધૃતરાષ્ટ્રની છાતી પણ કચરાઈ ગઈ; અને તેમના મોંમાંથી લોહીની ઊલટી થવા લાગી. અન્તે તે મૂર્છા ખાઇને પૃથ્વી પર પડ્યા. જ્યારે તેમને ભાન આવ્યું ત્યારે 'હાય ભીમ! હાય ભીમ!' કહીને તેઓ રડવા લાગ્યા. તેમને આ દુષ્કર્મ કરવા બદલ ખૂબ દુઃખ થયું અને તેઓ નિરાશ થઇને બહુ વિલાપ કરવા લાગ્યા.

જ્યારે શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને ક્રોધહીન અને ઘણાજ ભયભીત થયેલા જોયા ત્યારે તેમણે કહ્યું કે, "મહારાજ! શોક કરવાનું કંઈજ કારણ નથી. ભીમ મર્યો નથી પણ જીવતોજ છે. આપે જે ભીમના ચૂરા કર્યા છે, તે સાચો ભીમ નહોતો; તે તો લોઢા-

નો ભીમ હતો. આપને અત્યંત ક્રોધમાં જોઇને મને એક પ્રકારની શંકા થઈ હતી. તેથી મેં ભીમને આપની સામેથી દૂર રાખ્યો હતો. મેં ધાર્યું હતું કે, ક્રોધાવેશમાં આપના હાથમાં જે કંઈ આવી પડશે તે બચવુંજ મુશ્કેલ છે; તેથી મેં લોઢાનો ભીમ ઊભો રાખ્યો હતો. આપ પુત્રોના નાશથી દુઃખી અને ભયભીત થઈ ગયા છો, તેથી આપના ધર્મભાવનો લોપ થઈ ગયો છે; નહિ તો આપ કદી ભીમને મારવા તત્પર થાત નહિ. કેમકે ભીમનો આપ માનો છો તેટલો બધો અપરાધ નથી. આપે હવે આ મિથ્યા શોકનો ત્યાગ કરવો જોઈએ."

ધૃતરાષ્ટ્રે કહ્યું કે, "હે શ્રીકૃષ્ણ! જે જે આપ કહો છો તે સત્ય છે, પણ હું શું કરું? પુત્રસ્નેહથી મારી બધી ધીરજ ખૂટી ગઈ છે, તેથી હું આવું પાપ કરવા તૈયાર થયો હતો. હવે મારો શોક દૂર થયો છે. હવે મારા પુત્રો હાજર નથી. તેમની જગાએ આ પાંચ પાંડવો જ છે. હું પુત્રોની પેઠેજ હવેથી તેમનું કુશળ ઇચ્છીશ. આપે સદ્ભાગ્યે ભીમને બચાવી લીધો અને મને એક મહાપાપ કરતાં અટકાવ્યો છે. આપની દૂરદર્શિતા અને અગમચેતીને લીધેજ હું એક મહાપાપથી બચ્યો છું. આપને ધન્ય છે અને આપનાં સર્વ કાર્યોને પણ ધન્ય છે!"



# ૩૬—ભીષ્મની સહાનુભૂતિ

## (ભીષ્મ અને તેના મૃત્યુની વાર્તા)

જ્યારે મહાભારતનું યુદ્ધ શરૂ થવાનું હતું, ત્યારે મહાપ્રતાપી ભીષ્મે ભાઇઓભાઇઓમાં યુદ્ધ ન થાય તે માટે બહુ પ્રયત્ન કર્યો હતો; પણ દુરાગ્રહી રાજા દુર્યોધન આગળ તેમનો કોઈ પ્રયત્ન સફળ થયો નહિ. ભીષ્મની દૃષ્ટિમાં કૌરવ અને પાંડવ બન્ને સરખા હતા. બન્ને તરફ તેમનો સમભાવ અને પ્રેમ સરખો હતો. તે કોઇનું પણ અનિષ્ટ થાય એવું ઇચ્છતા નહોતા. તેમણે ભારતના આ ભયંકર યુદ્ધમાં સ્વેચ્છાથી તો ભાગ નહોતોજ લીધો. પરંતુ તેમણે જોયું કે, દુર્યોધન કોઈ પણ પ્રકારે યુદ્ધની પ્રબળ ઇચ્છાને છોડી શકતો નથી અને તેમનાજ ઉપર આ આખા યુદ્ધનો ભાર સોંપવા ઇચ્છે છે, ત્યારે અનિચ્છાએ પણ ધર્મ—ભયથી તેમણે મહાયુદ્ધનો મહાન બોજો ઊઠાવવાનો સ્વીકાર કર્યો. તેમણે વિચાર્યું કે, 'આ દુર્યોધને બહુ દિવસ સુધી મારું પાલનપોષણ કર્યું છે. જો હું મને પાળનાર-પોષનારની આજ્ઞા નહિ પાળું તો મને બહુ પાપ લાગશે.' એથી દુર્યોધનના કહેવાથી તેઓ ભારતીય યુદ્ધના સેનાપતિ થયા.

ભીષ્મ જો કે દુર્યોધનના પક્ષમાં સેનાપતિ થયા, છતાં પણ તેમણે "પાંડવોનો પક્ષ લઈ તેમને યોગ્ય સલાહ આપીશ." એવી પ્રતિજ્ઞા કરી. ભીષ્મની દૃષ્ટિમાં કૌરવ અને પાંડવ બન્ને સરખાજ હતા. વળી પાંડવોને તે ધર્માત્મા સમજતા હતા.

કેમકે ધર્મ તરફ તેમનું વિશેષ વલણ હતું. તેથી યુદ્ધ શરૂ થતાં પહેલાં યુધિષ્ઠિર જ્યારે ભીષ્મ પાસે તેમની સાથે લડવાની આજ્ઞા લેવા ગયા, ત્યારે તેમણે પ્રસન્ન ચિત્તે તેમને "વિજયી થજો" એવો આશીર્વાદ આપ્યો હતો. ભીષ્મે સેનાપતિ થઈને દુર્યોધનનો અને સલાહ આપતા રહીને યુધિષ્ઠિરનો પક્ષ લીધો. તેમનો સંબંધ બન્ને પક્ષ સાથે જેવો હતો અને જેવી સહાનુભૂતિ વાળો હતો, તેવોજ તેમણે સર્વ પ્રકારે ચાલુ રાખ્યો હતો.

ભીષ્મ બહુ બળવાન હતા. તેમના ગુરુ પરશુરામ પણ એક વાર તેમનાથી હારી ગયા હતા. મનુષ્યમાં તો તેમની સામે થઈ, યુદ્ધમાં તેમને મારનાર કોઈજ ન હતું. દેવતાઓ પણ તેમની સાથે યુદ્ધ કરતાં ડરતા હતા. આવા મહાવીર ભીષ્મ જ્યારે દુર્યોધન તરફથી યુદ્ધના મેદાનમાં ઊતર્યા, ત્યારે કોઈ વીર તેમની સામે ટકી શકયો નહિ. તે દરરોજ દસ દસ હજાર વીરને મારવા લાગ્યા. એ પ્રકારે યુદ્ધ કરતાં કરતાં જ્યારે નવ દિવસ થઈ ગયા, ત્યારે યુધિષ્ઠિરને લાગ્યું કે, "કોઈ પણ રીતે ભીષ્મની હાર થવી શકય નથી.તેથી તેમની પાસે જઇને તેમનેજ તેમના મરણનો ઉપાય પૂછવો જોઈએ. તેમણે વચન આપ્યું છે કે, 'હું તમારો થઈને યોગ્ય સલાહ આપીશ.' તો તેઓ પોતાનું વચન પાળીને અવશ્ય પોતાના મૃત્યુનો ઉપાય બતાવશે."

એ રીતે યુદ્ધના નવમા દિવસની રાત્રે યુધિષ્ઠિર પોતાના ભાઇઓ તથા શ્રીકૃષ્ણને સાથે લઈ ભીષ્મ પાસે જઈ પહોંચ્યા. તેમણે ભીષ્મને શરણે જઈ તેમના મરણનો ઉપાય પૂછયો મહાત્મા ભીષ્મ પાંડવોનું હિત કરવાની પ્રતિજ્ઞા લઈ ચૂકયા

હતા. તેમણે પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે જિંદગીનો મોહ ન રાખતાં પોતાના મરણનો ઉપાય તેમને બતાવ્યો. તેમણે કહ્યું કે, "હે યુધિષ્ઠિર! હથિયાર વગરના, હારેલા, નાસતા, શરણે આવેલા, ડરેલા, સ્ત્રીનું નામ ધારણ કરનારા અને ગભરાયેલા પુરુષો તથા સ્ત્રીઓ સાથે કદી યુદ્ધ હું કરતો નથી. તમારા લશ્કરમાં જે શિખંડી છે, તે સ્ત્રી જાતિનો છે. તેના પર હું કદી પણ શસ્ત્ર ચલાવી તેનો નાશ કરીશ નહિ. અર્જુન તેને પડખે રહીને મને મારશે તો જરૂર તમારો વિજય થશે. એમ નહિ કરો તો હું યુદ્ધમાં કદી હારવાનો નથી." અંતે દસમે દિવસે યુધિષ્ઠિરે યુદ્ધમાં એવીજ યોજના કરી અને ભીષ્મ બાણોથી વીંધાઈ પૃથ્વી ઉપર ઢળી પડ્યા.

ભીષ્મે બન્ને પક્ષ સાથે વચનથી બંધાઈને જેવી સહાનુભૂતિ બતાવી, એવી સહાનુભૂતિનું દૃષ્ટાંત સમસ્ત દુનિયામાં મળવું દુર્લભ છે. એવો તે કોણ હોય કે જે માત્ર પોતાનું વચન પાળવા ખાતરજ આ પ્રમાણે પોતાના મૃત્યુનો ઉપાય શત્રુઓને બતાવી દે? ભીષ્મે પોતાના મૃત્યુ માટે યુધિષ્ઠિરને જે સલાહ આપી હતી, તેથી પાંડવો પ્રત્યેની તેમની સહાનુભૂતિજ નહિ, પણ ગાઢ સ્નેહ અને ધર્મ પ્રત્યે તેમનો કેવો પ્રબળ પ્રેમ હતો, તે પણ પૂર્ણપણે દેખાઈ આવે છે. યુધિષ્ઠિરના પૂછવાથી પોતાના મરણનો ઉપાય બતાવનાર ભીષ્મપિતામહની વીરતા અને તેજસ્વીતાનો પણ પૂરેપૂરો પરિચય મળી રહે છે.



# ૩૭—અત્યાચારનો દંડ અને ક્ષમા

## (રાજા શિશુપાલ અને શ્રીકૃષ્ણની વાર્તા)

ચંદેરીના રાજા દમઘોષને શિશુપાળ નામનો એક પુત્ર હતો. તે મહાવીર, સાહસિક અને બળવાન હતો. તેને કોઇનાથી મરી શકે એમ નહોતું. તે બધાથી નિર્ભય થઇને રહેતો હતો. પરંતુ તેનું મોત તો શ્રીકૃષ્ણને હાથે થવાનુંજ હતું. શિશુપાળની મા શ્રીકૃષ્ણની ફોઈ થતી હતી. તેણે શ્રીકૃષ્ણ પાસે જઇને કહ્યું કે, "હે કૃષ્ણ! હું તારી પાસે એક વરદાન માગું છું. જો તું આપી શકે તોજ હું તે માગું."

શ્રીકૃષ્ણે સવિનય કહ્યું કે, "ફોઈ તમે જે કહો તે આપવા હું તૈયાર છું. તમે મારી પાસે કંઈ માગો અને હું ન દઉં, એ તો બનેજ કેમ?" આ સાંભળી શિશુપાળની માને હિમ્મત આવી. તેણે કહ્યું કે, "હું તારી પાસે એ વરદાન માગું છું કે, મારા પુત્ર શિશુપાળના અપરાધો ક્ષમા કરવા." શ્રીકૃષ્ણે કહ્યું: "ફોઈ! જો તે ભારેમાં ભારે એવા સો અપરાધ કરશે કે જેથી તેનો વધ કરવો યોગ્ય અને ન્યાય ગણાય, તો પણ હું ક્ષમા કરીશ." આ સાંભળી શિશુપાળની માને બહુ સંતોષ થયો અને તે સમજી કે, 'મારો દીકરો એવો ગાંડો નથી કે શ્રીકૃષ્ણના ભારેમાં ભારે સો અપરાધ કરે.' તેને એ ખબર નહોતી કે, દુષ્ટને સો તો શું પણ હજારો અપરાધ કરવા એ સહજ છે. શિશુપાળે મોટો થતાંજ શ્રીકૃષ્ણ સાથે વેર બાંધવું શરૂ કર્યું. તે

પોતાની આગળ બીજા કોઇને કશા હિસાબમાં ગણતો ન હતો.

વિદર્ભ દેશના રાજા ભીષ્મકને એક કન્યા હતી. તેનું નામ રુક્મિણી હતું. તેના પિતાનો વિચાર તેનો વિવાહ શ્રીકૃષ્ણ સાથે કરવાનો હતો. રુક્મિણી પણ ઇચ્છતી હતી કે, તેનો વિવાહ શ્રીકૃષ્ણ સાથે થાય. પણ શિશુપાળને રુક્મિણીનો વિવાહ શ્રીકૃષ્ણ સાથે થાય તે રુચ્યું. નહિ. તે તેનો વિરોધી થયો અને પોતેજ રુક્મિણી સાથે વિવાહ કરવા તૈયાર થયો. તેણે રુક્મિણીને પોતાની સાથે વિવાહ કરવા લખ્યું, પણ તે ખુશી ન હતી. આથી શિશુપાળને ખૂબ ક્રોધ ચઢયો. તેણે રુક્મિણીના ભાઈ રુકમૈયાને પોતાના પક્ષમાં લીધો, અને શ્રીકૃષ્ણ સાથે દુશ્મનાવટ બાંધવાને કમર કસી તૈયાર થયો. રુક્મિણીનું મન શ્રીકૃષ્ણનાં રૂપગુણથી મોહિત થયું હતું. તે મનોમન તેમને પોતાના સ્વામી બનાવી ચૂકી હતી. તેણે શિશુપાળની સર્વ હકીકત શ્રીકૃષ્ણને લખી જણાવી અને તે પત્રમાં પોતાનો પ્રેમ પ્રગટ કર્યો. અંતે તેણે એ પણ લખ્યું કે, "જો આપ મને તમારી નહિ કરો તો હું જરૂર મારા પ્રાણ છોડી દઈશ."

અહીં રુક્મિણીના પિતાએ તેનો સ્વયંવર કર્યો. સર્વ રાજાઓ નિમંત્રણ સ્વીકારી હાજર થયા. શ્રીકૃષ્ણ રુક્મિણીનો પત્ર મળતાંજ તેના સંકેત પ્રમાણે આવીને રુક્મિણીને રથમાં બેસાડી લઈ ચાલ્યા. આથી રાજાઓને ભારે અપમાન લાગ્યું. તેઓ યુદ્ધ કરવા તૈયાર થયા. બળરામે સર્વને યુદ્ધમાં હરાવ્યા. તેઓ હારીને નાસી ગયા. અંતે રુક્મિણીના પિતા ભીષ્મકે પોતાના મકાનમાં લાવીને શ્રીકૃષ્ણ સાથે રુક્મિણીનો વિવાહ

કર્યો. જ્યારે શિશુપાળને શ્રીકૃષ્ણ સાથે રુક્મિણીનો વિવાહ થઈ ગયાના સમાચાર મળ્યા, ત્યારે તે બહુ દુઃખી થયો. તે શ્રીકૃષ્ણ-ને અનેક પ્રકારે કષ્ટ આપવા લાગ્યો. પણ શ્રીકૃષ્ણ પોતાની ફોઈ આગળ કરેલી પ્રતિજ્ઞાને લીધે તેના અપરાધ માફ કરતા ગયા.

જ્યારે મહારાજા યુધિષ્ઠિરને ત્યાં રાજસૂય યજ્ઞ થયો ત્યારે સર્વ રાજાઓ એકઠા થયા; તેમાં શ્રીકૃષ્ણ અને શિશુપાળ પણ આવ્યા. એ યજ્ઞમાં મોટા મોટા રાજાઓ, મહારાજાઓ, સાધુ-મહાત્માઓ, વિદ્વાન અને ગુણવાન લોકો હાજર થયા. ભીષ્મ પિતામહ જેવા મહાવીરો પણ ત્યાં હાજર હતા. તે સભામાં વિચાર થવા લાગ્યો કે, સર્વથી પહેલી કોની પૂજા કરવી. સર્વેએ એકમતે જણાવ્યું કે, "આ સભામાં સર્વથી પહેલી પૂજા થાય એવું શ્રીકૃષ્ણ સિવાય બીજું કોઈ નથી." પણ આ વાત શિશુપાળથી સહન થઈ શકી નહિ. તે તેમની વિરુદ્ધ ઊભો થયો. તેણે કહ્યું: "સર્વથી પહેલી તેમની પૂજા કોઈ પણ રીતે ન કરવી જોઇએ." સર્વ રાજાઓએ શિશુપાળને બહુ સમજાવ્યો પણ તે સમજ્યો નહિ. તે પોતાની હઠ અને દુરાગ્રહને લીધે શ્રીકૃષ્ણ સાથે લડવાને તૈયાર થઈ ગયો.

શ્રીકૃષ્ણે સર્વને કહી સંભળાવ્યું કે, "આ મહાદુષ્ટ છે. જ્યારે હોય છે ત્યારે તે મારી સાથે લડવા તૈયાર થાય છે. તેણે મારા પર બહુ બહુ અત્યાચારો કર્યા છે. દ્વારકામાં તેણે વિનાકારણ આગ લગાડી હતી તેથી નગરવાસીઓને બહુ દુઃખ થયું હતું. મારા પિતા વસુદેવને યજ્ઞ કરતી વખતે પણ બહુ અડચણ કરતો. એ રીતે તેણે મારી પર અનેક અત્યાચાર કર્યા છે. હું મારી

ફોઇને એટલે એની માને તેના સો અપરાધ સહન કરવાનું વચન આપી ચૂક્યો છું તેથી હું તેના અત્યાચારો અને અપરાધો હજુ સુધી સહન કરતો જાઉં છું; પણ હવે અસહ્ય થઈ પડ્યું છે." આ સાંભળી શિશુપાળે પણ શ્રીકૃષ્ણની નિંદા કરવી શરૂ કરી. હજુ સુધી તેના સો અપરાધ પૂરા નહોતા થયા. શ્રીકૃષ્ણ તેના અપરાધો ગણતા ગયા. જ્યારે તેના અત્યાચાર સોથી વધારે થયા, ત્યારે તેમણે સુદર્શન ચક્રથી સભામાંજ તેનું માથું ઉડાવી દીધું. અંતે સર્વેએ શ્રીકૃષ્ણની પૂજા કરી અને શિશુપાળના પુત્રને તેની ગાદીએ બેસાડવામાં આવ્યો.

અપરાધ અને અત્યાચારની પણ હદ હોય છે. ગમે તે કામ હોય પણ તે સર્વની એક હદ હોય છે. કોઈ પણ બાબતમાં હદ બહાર ન જવું જોઇએ. અપરાધ અને અત્યાચાર તો કરવાજ ન જોઇએ. ભૂલથી થાય તો તે જુદી વાત છે. બાકી જાણીજોઇને વારંવાર કરેલી ભૂલો ક્યાં સુધી માફ કરી શકાય?

---

# ૩૮—સ્વાર્થ અને તૃષ્ણાનો ત્યાગ

## (યયાતિ અને પુરુની વાર્તા)

પ્રાચીનકાળમાં યયાતિ નામનો એક રાજા હતો. તેણે બાળપણમાં બ્રહ્મચર્ય પાળી વેદ--વેદાંગનો અભ્યાસ કર્યો. યુવાવસ્થામાં તે પોતાના પિતાની રાજગાદીએ બેઠો. તેનો પ્રતાપ ચારે બાજુએ ફેલાયો. તે થોડાજ વખતમાં પોતાના બાહુબળથી સમ્રાટ થઈ ગયો. તેણે ધર્મથી રાજપાલન કરતાં પ્રજા-

ને ઘણી પ્રસન્ન કરી. તે એક વાર જંગલમાં શિકાર ખેલવા ગયો હતો. તેણે વનમાં થોડે દૂર જઈને એક હરણનો પીછો પકડ્યો. હરણ નાસી ગયું. રાજા તરસથી બહુ આકુળવ્યાકુળ થયો. તે જળની શોધમાં એક કૂવા પાસે ગયો. જ્યારે તેણે કૂવામાં નીચે નમીને જોયું, ત્યારે તેને તેમાં એક સુંદર કન્યા દેખાઈ. તેને તેણે મહામુશ્કેલીથી કૂવામાંથી બહાર કાઢી. જ્યારે તેણે એ કન્યાને કૂવામાંથી ઉપર ખેંચી, ત્યારે તે બહુ ગભરાઈને ડૂસકે ડૂસકે રોવા લાગી. રાજાએ તેની ઓળખાણ પૂછી અને કૂવામાં પડવાનું કારણ પૂછ્યું.

તે કન્યાએ કહ્યું: "હું શુક્રાચાર્યની કન્યા છું. મારું નામ દેવયાની છે. હું દૈત્યોના રાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા અને બીજી સખીઓ સાથે સ્નાન કરવા આવી હતી. શર્મિષ્ઠાએ સ્નાન કર્યા પછી ભૂલથી મારું વસ્ત્ર પહેરી લીધું. હું ગુરુકન્યા હોવાથી એ કારણથી મેં તેની નિંદા કરી. તેણે રાજકન્યા હોવાના ગર્વમાં મને ખરીખોટી ગાળો ભાંડી, મને આ કૂવામાં નાખી પોતે બધાં સાથે ચાલી ગઈ. આપે મારો પ્રાણ બચાવ્યો છે; આપની-આ કૃપાથી હું કૃતજ્ઞ છું. હું હવે મારા પિતા પાસે જાઉં છું."

દેવયાનીએ પોતાના પિતા શુક્રાચાર્યને બધી હકીકત કહી સંભળાવી. તે પોતાની કન્યાનો અનાદર થવાથી રાક્ષસરાજ્ય છોડીને ચાલી નીકળવા તૈયાર થયા. દૈત્યોએ પોતાની ભૂલ સમજી તેમને રહેવા માટે બહુ વિનવ્યા. પછી તેમણે કહ્યું કે, "જ્યાં સુધી દેવયાની પ્રસન્ન નહિ થાય ત્યાં સુધી હું નહિ રહું." દેવયાનીની પ્રતિજ્ઞા હતી કે, જ્યારે શર્મિષ્ઠા હજાર દૈત્ય-

કન્યાઓ સાથે મારી દાસી બનશે ત્યારે હું પ્રસન્ન થઈશ." અંતે અપ્રસન્ન થઈ શુક્રાચાર્યના ચાલ્યા જવાથી પોતાના પિતાનું અશુભ થશે એમ સમજી હજાર દૈત્યકન્યાઓ સાથે શર્મિષ્ઠા દેવયાનીની દાસી થઈને રહી.

ફરીથી એક વખત યયાતિ રાજા એજ વનમાં શિકાર કરવા ગયો. જોયું તો દેવયાની સખીઓ વચ્ચે મંદ મંદ હસતી બેઠી છે અને તેની સેવામાં શર્મિષ્ઠા સાથે હજાર દાસીઓ હાજર છે. રાજાએ વિનયપૂર્વક પાસે જઇને તેમની ઓળખાણ પૂછી. જ્યારે તે ઓળખાણ લઇને થોડા વખત પછી જવા તૈયાર થયો, ત્યારે દેવયાનીએ કહ્યું: "હું આ દાસીઓ સાથે આપની સેવિકા બનું છું. આપ મને પત્ની તરીકે રાખો." રાજાને આ સાંભળી બહુ આશ્ચર્ય થયું. રાજાએ વિવાહ અયોગ્ય અને ધર્મવિરુદ્ધ બતાવ્યો, છતાં દેવયાનીએ કહ્યું કે, "આપે પહેલાં કૂવામાંથી બહાર કાઢતાં મારો હાથ પકડયોજ છે, હવે આપે તો વિવાહ કરવોજ પડશે." આ સાંભળી રાજાએ તેની સાથે વિવાહ કર્યાં અને સર્વ સાથે રાજધાનીમાં આવ્યો.

આ પછી થોડા સમયે યયાતિ રાજાની પડતી શરૂ થઈ. વખત આવતાં શર્મિષ્ઠાએ પણ તેની સાથે વિવાહ કરવાનો પોતાનો વિચાર જણાવ્યો. વિલાસી રાજાએ ગુપ્ત રીતે તેની સાથે પણ વિવાહ કર્યો. આ વાતની દેવયાનીને ખબર પડી. તે બહુ ક્રોધાતુર થઈ અને પોતાના પિતા પાસે ગઈ. તેણે પહેલેથી છેલ્લે સુધી સર્વ હકીકત કહી સંભળાવી. રાજા પણ દુઃખી થઈ દેવયાનીની પાછળ પોતાના સસરા શુક્રાચાર્ય પાસે ગયો અને તેની યથાયોગ્ય પૂજા કરીને બેઠો.

દેવયાનીની હકીકત સાંભળી શુક્રાચાર્યનો ક્રોધાગ્નિ સળગી ઊઠયો. તેણે તરતજ યયાતિને શાપ આપ્યો કે, "તરતજ તું વૃદ્ધ થઈ જા." શાપ સાથેજ યયાતિ રાજાના વાળ ધોળા થઈ ગયા, ચામડી સંકોચાઈ ગઈ, શરીર ધ્રૂજવા લાગ્યું, તેની સર્વ ઇન્દ્રિયો શિથિલ થઈ ગઈ. આ રીતે રાજા ઘરડો થઈ ગયો; પણ તેના મનમાં સંસારસુખ ભોગવવાની વાસના હજુ સુધી જેમની તેમ રહી ગઈ. તે પોતાનું ઘડપણ દૂર કરાવવા માટે શુક્રાચાર્યને બહુ વિનવવા લાગ્યો. અંતે દયા કરી તેણે એ આશીર્વાદ આપ્યો કે, તું જ્યારે ઇચ્છીશ ત્યારે તારું ઘડપણ બીજાને આપી જુવાની પ્રાપ્ત કરી શકીશ, પણ શાપ મિથ્યા નહિ જાય.

યયાતિ રાજા દુઃખી થઈ ઘેર પાછો આવ્યો, પણ તે ઘડપણ આપે કોને? કોણ એવો હોય કે, જે પોતાની જુવાની આપી ઘડપણ લે. પણ તેણે વિચાર્યું કે, "પુત્રો પાસે જાઉં, તે જરૂર મને તેમની જુવાની આપશે." હાય! સંસારસુખનો મોહ એવો છે કે, પુત્રની જુવાનીથી પિતા પોતાનું ઘડપણ બદલવા ઇચ્છે છે! યયાતિ રાજાને એમ કરવામાં જરા પણ સંકોચ ન થયો. તેણે પોતાના પુત્રોમાંથી દરેકને ઘડપણ લેવા કહ્યું, પણ કોઇએ સ્વીકાર ન કર્યો. તે આખરે પોતાના નાના પુત્ર પાસે ગયો. તેણે પોતાની દશા કહી, તેની યુવાવસ્થા માગી. તે વિચાર્યા સિવાય પોતાની યુવાવસ્થા પિતાને આપવા તૈયાર થઈ ગયો.

તેણે પિતાની પ્રાર્થના યોગ્ય કે ધર્મસંગત છે કે નહિ, તેના પર પણ કંઈ ધ્યાન આપ્યું નહિ. તેણે માન્યું કે, વડીલોની ગમે તેવી જે કંઈ આજ્ઞા હોય, તેનું પાલન કરવું એ પુત્રધર્મ

છે. તેણે પોતાની યુવાવસ્થા પિતાને આપી અને તેની વૃદ્ધાવસ્થા પોતે લઈ લીધી. યયાતિ યુવાન અને પુરુ વૃદ્ધ થઈ ગયો. ધન્ય છે એ સ્વાર્થત્યાગને ! ધન્ય છે એ પિતૃભક્તિને !

યયાતિ સર્વ પ્રકારે સાંસારિક સુખો ભોગવવા લાગ્યો. જેમ જેમ તેને સુખનાં સાધન મળતાં હતાં, તેમ તેમ તેની તૃષ્ણા વધતી જતી હતી. અંતે તેને જ્ઞાન થયું કે, "હાય ભોગ! તારો અન્ત નથી. આગમાં ઘી હોમવાથી તેની જ્વાળા જેમ વધતી જાય છે તેમ ભોગની તૃષ્ણા પણ વધતીજ જાય છે. સંસારમાં જેટલા ભોગ્ય પદાર્થો છે, તે બધાય માણસને એક વાર મળે તો પણ તેની તૃપ્તિ નથી થતી, તેથી ભોગની તૃષ્ણા છોડીજ દેવી જોઇએ. દુર્બુદ્ધિ માણસ જે આશાનાં બંધનથી પોતાને મુક્ત નથી કરી શકતો, જે આશા મનુષ્યને ઘડપણ આવ્યા છતાં પણ ઘરડી નથી થતી, તે આશા ત્યાગ કરવા યોગ્ય છે. સુખ ભોગમાં નથી, પણ પોતાની જાતને સંયમમાં રાખવામાં છે. હવે એ સર્વ ભોગોને છોડવામાંજ કલ્યાણ છે." એમ કહી રાજા યયાતિએ પોતાના પુત્ર પુરુને તેની યુવાવસ્થા આપી દીધી અને પોતાનું ઘડપણ લઈ લીધું. પછી તે પુરુને રાજસિંહાસન પર બેસાડી આશીર્વાદ આપી વનમાં તપસ્યા કરવા ગયો.

પુરુનો સ્વાર્થત્યાગ, પિતૃભક્તિ, ભોગની ઇચ્છાનું માઠું પરિણામ અને યયાતિનો તૃષ્ણાત્યાગ વગેરે સર્વ ગુણ દૃષ્ટાંતસ્વરૂપ થઇને મનુષ્યને શિખામણ આપવા સર્વ પ્રકારે શક્તિમાન છે.



# ૩૯—દેવતુલ્ય રાજા

## (ભીષ્મ અને યુધિષ્ઠિરનો સંવાદ)

યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને પૂછયું કે, "દાદાજી! લોકો રાજાને દેવ સમાન શા માટે સમજે છે?" ભીષ્મ પિતામહે કહ્યું: "વત્સ! મહારાજ વસુમનાએ દેવગુરુ બૃહસ્પતિના પૂછવાથી આવાજ પ્રશ્નનો જે ઉત્તર આપ્યો હતો, તેજ હું તમને કહું છું.

"એક વખત કોશળ દેશના રાજા વસુમનાએ બૃહસ્પતિને પ્રણામપૂર્વક પૂછયું કે, 'મહારાજ! કયું કામ કરવાથી સર્વનું ભલું થાય અને કોની સેવા કરવાથી સર્વે સુખી થાય?'

"બૃહસ્પતિજીએ કહ્યું કે, 'હે કૌશળરાજ! રાજાજ સર્વ લોકોના ધર્મકર્મનું મૂળ છે. રાજાની સત્તા ન રહેવાથી પ્રજા અંદરઅંદર ટંટોફિસાદ કરીને પાયમાલ થઈ જાય છે. પ્રજા જ્યારે નિયમનો ભંગ કરીને અધર્મ કરવા લાગે છે, ત્યારે રાજા ધર્મ પ્રમાણે શિક્ષા કરીને તેને પાપમુક્ત કરે છે. સૂર્ય અને ચંદ્ર વિના જેમ દુનિયામાં અંધકાર છવાઈ રહે છે, તેમ રાજા વિનાના રાજ્યમાં ચારે બાજુ અંધકાર છવાઈ રહે છે. જેમ થોડા પાણીમાં માછલાં અને હિંસક પક્ષીઓ વિનાના સ્થાનમાં ચકલીઓ ઇચ્છાનુસાર કામ કરતાં એકબીજી સાથે લડી મરે છે; તેમજ રાજા વિનાના રાજ્યમાં પ્રજા પાપી બની, મનની ઇચ્છા પ્રમાણ વર્તતાં વર્તતાં નાશ પામે છે. જો રાજા રાજ્યપાલન કરે નહિ, તો બળવાન દુર્બળોનું સર્વ ધનધાન્ય ચોરી

લે અને કોઈ સુખેથી રહી શકે નહિ. નીચ મનુષ્ય માતા, પિતા વૃદ્ધ, બાળક, ગુરુ, પુરોહિત, સાધુ અને અભ્યાગતને દુઃખ દે તથા તેમના પ્રાણ લે. પૈસાદાર ગરીબોને દુઃખ દે અને પાપીઓ ધર્માત્મા પુરુષો પર અન્યાય કરે. ચારે બાજુ લૂંટારા વધી પડે. ખેતીવાડી, વેપારવણજ, સર્વ કંઇ નાશ પામે; દુનિયામાં પાપની વૃદ્ધિ થાય અને પુણ્યનું નામ પણ ન રહે. અપરાધીઓને કોઈ પણ પ્રકારની શિક્ષા ન થવાથી તેમના અપરાધો વધ્યેજ જાય. સર્વ ડરના માર્યા ગભરાઈ જાય, સર્વ જગાએ દુષ્કાળ પડે અને થોડા વખતમાં દુનિયાનો નાશ થઈ જાય.

"રાજા વખતે વખતે અગ્નિ, સૂર્ય, મૃત્યુ, કુબેર અને યમ એ પાંચે મૂર્તિઓ ધારણ કરે છે. રાજાનું સ્વરૂપ જૂઠી વાતોમાં ફસાવનાર જૂઠાને કઠોર તેજથી બાળતી વખતે અગ્નિ સમાન, ગુપ્ત દૂત દ્વારા પ્રજાનાં કુકર્મ અને સત્કર્મ જોવામાં અને તેનું શુભ કરતી વખતે સૂર્ય સમાન, ક્રોધી થઇને પુત્ર, પૌત્ર અને ભાઈભાંડુઓની સાથે દુષ્ટોનો નાશ કરતી વખતે મૃત્યુ સમાન, ઉપકારીઓને ધન આપતી વખતે અને પ્રસન્ન કરતી વખતે કુબેર સમાન અને પાપીઓને શિક્ષા કરવામાં અને ધાર્મિક પુરુષો પર દયા દેખાડવામાં યમરાજ સમાન થઈ જાય છે.

**"રાજા ન્યાયથી રાજ્ય કરે તો પ્રજા નિર્ભયતાથી સુખમાં દિવસ ગાળે છે.** સ્ત્રીઓ એકલી પણ જ્યાં ઇચ્છે ત્યાં જઈ શકે છે, કોઈ તેના તરફ આંગળી પણ કરી શકે નહિ. બધાં વેરવિરોધ તજી દઈ, એકબીજાનું ભલું કરતાં હળીમળીને રહે છે.'"

# ૪૦—નળરાજાની કથા

પ્રાચીન સમયમાં નિષધ દેશમાં વીરસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના પુત્રનું નામ નળ હતું. તે ઘણો વિદ્વાન, પંડિત, સ્વરૂપવાન અને ઘોડાની વિદ્યા જાણનારો હતો. એજ પ્રકારે વિદર્ભ દેશના રાજા ભીમકને એક ગુણવતી અને રૂપવતી દમયન્તી નામની કન્યા હતી. જ્યારે એ કન્યા વિવાહને યોગ્ય થઈ, ત્યારે રાજાને તેના વિવાહની ચિન્તા થઈ. રાજા ભીમકની પાસે લોકો આવીને નળની પ્રશંસા કરતા અને રાજા નળને ત્યાં આવીને દમયન્તીનાં રૂપ અને ગુણનાં વખાણ કરતા. એ કારણે, પરસ્પર એકબીજાના ગુણ સાંભળી નળરાજાને અને દમયન્તીને વિવાહ કરવાની ઇચ્છા થઈ.

એક સમયે નળરાજાએ એક તળાવમાં કેટલાક હંસો ફરતા જોયા. તેણે તેમને પકડવાની ઇચ્છા કરી. પકડવાનો પ્રયત્ન કરતાં બીજા બધા તો નાસી ગયા; પરંતુ એક હંસ રાજાના હાથમાં આવી ગયો. એ પક્ષીએ રાજાને પ્રાર્થના કરી કે, "મહારાજ! આપ મને મારશો નહિ. હું આપનો સંદેશો લઈ જઈ દમયન્તીને કહીશ, કે જેથી તે આપના સિવાય બીજા કોઇની સાથે વિવાહ નહિ કરે." રાજા નળે તેનું કહેવું માની તેને છોડી દીધો; એટલે તે પોતાના સાક્ષીઓને જઈ મળ્યો અને સર્વ વિદર્ભ તરફ ચાલ્યા. સઘળા હંસ વિદર્ભનગરમાં પહોંચી દમયન્તીના મહેલ પર ઉતરી પડ્યા. એ પક્ષીઓને જોઈ દમયન્તી ઘણીજ પ્રસન્ન થઈ. તે એમને પકડવા દોડી, તો

તે પક્ષીઓ આમતેમ ઊડી વિખેરાઈ ગયાં. ત્યારે દરેક પક્ષીની પાછળ એક એક સ્ત્રી તેને પકડવાને માટે દોડી. જે હંસ સાથે નળરાજાને વાતચીત થઈ હતી તેને પકડવાને જ્યારે દમયન્તી ગઈ, ત્યારે તેણે નળરાજાનાં રૂપ અને ગુણની પ્રશંસા કરી, તેની સાથે વિવાહ કરવાની દમયન્તીને સલાહ આપી. તે તો પ્રથમથીજ નળરાજાને પોતાના મનથી વરી ચૂકી હતી; તો-પણ આ હંસ દ્વારા નળરાજાની ઇચ્છા જાણી ઘણીજ ખુશી થઈ અને પોતાના મનોરથ હંસ દ્વારા નળરાજાને કહેવડાવ્યા. હંસે આવીને નળરાજાને દમયન્તીના સમાચાર કહ્યા.

રાજા ભીમકે પોતાની કન્યાને વિવાહયોગ્ય જાણી સ્વયં-વર રચ્યો. સમસ્ત દેશોમાં દમયન્તીના સ્વયંવરના સમાચાર મોકલવામાં આવ્યા. આમંત્રણ આવવાથી સઘળા રાજાઓ સ્વયંવર જોવાને માટે રાજા ભીમકના નગરમાં આવ્યા. રાજા ભીમકે તે સર્વેનો યથાયોગ્ય આદરસત્કાર કર્યો. નળરાજા પણ દમયન્તીનો સ્વયંવર જોવા ચાલ્યો. રસ્તામાં ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમરાજ સાથે એમને મુલાકાત થઈ. દેવતાઓએ નળને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "હે રાજા! તમે મોટા ધર્મા-ત્માને સત્યવાદી છો; એટલે આ સમયે તમે અમને મદદ કરો."

નળરાજાએ પૂછ્યું કે, "આપ કોણ છો અને મારી પાસે શી મદદ માગો છો? હું આપનું કયું કામ પાર પાડું?"

આ સાંભળી ઇન્દ્રે કહ્યું કે, "અમે બધા દેવતાઓ છીએ. હું ઇન્દ્ર છું, આ વરુણ છે, આ અગ્નિ છે અને આ યમરાજ છે. અમે બધા દમયન્તીનો સ્વયંવર જોવાની ઇચ્છાથી આવ્યા

છીએ. તમે અમારા દૂત બની દમયન્તીની પાસે જાઓ અને અમારું ચારેનું આગમન કહી સંભળાવો; તેમજ તેને સમજાવો કે, અમારામાંથી તેની ઇચ્છા હોય તેને એ રાજી-ખુશીથી પોતાનો પતિ બનાવી લે."

આ સાંભળી નળરાજાએ હાથ જોડી કહ્યું કે, "મારા અને આપના આવવાની મતલબ એકજ છે, માટે આ કામને માટે મને ક્ષમા કરો. આપનું આ કામ મારાથી નહિ બને." પરંતુ ઇન્દ્રે તેને ભય બતાવ્યો અને દમયન્તી પાસે સંદેશો લઈ જવાનું દબાણ કર્યું. એટલે લાચાર બનીને નળરાજા ઇન્દ્રનો સંદેશો લઈ દમયન્તીની પાસે ગયો. તેણે પૂછ્યું: "આપનું નામ શું છે અને આપના આવવાનું કારણ શું છે?" રાજાએ જવાબ આપ્યો કે, "મારું નામ નળ છે અને હું દેવતાઓનો સંદેશો લઈ આવ્યો છું."

દેવતાઓનો સંદેશો સાંભળી દમયન્તીએ હસીને કહ્યું કે, "આપ મારો સ્વીકાર કરો. હું તો મારું શરીર પ્રથમથીજ આપને અર્પણ કરી ચૂકી છું." ત્યારે નળે કહ્યું કે, "હું આ સમયે બીજાનો સંદેશો લઈ આવ્યો છું. દૂતનો જે ધર્મ છે તેનું પાલન કરવું એ આજે મારો ધર્મ છે." દમયન્તીએ કહ્યું કે, "આપનું કહેવું બરાબર છે. આપ દેવતાઓને કહેજો કે, સ્વયંવર સમયે આપ સર્વે કૃપા કરીને આવજો. તે સમયે હું મારી ઇચ્છાનુસાર વરને વરીશ." દમયન્તીનો સંદેશો લાવી રાજાએ ઇન્દ્રને કહી સંભળાવ્યો.

સ્વયંવરને દિવસે રાજા ભીમકે સર્વ રાજાઓને સ્વયંવર-

સભામાં બોલાવ્યા. દમયન્તીને પણ ત્યાં બોલાવવામાં આવી. પેલા દેવતાઓએ પોતાનું સ્વરૂપ બદલી નળના જેવું જ રાખ્યું હતું. જ્યારે દમયન્તી તેમની પાસે આવી, ત્યારે તેણે એકજ પ્રકારના પાંચ પુરુષોને બેઠેલા જોયા. એ પાંચમાંથી દમયન્તી નળરાજાને ઓળખી શકી નહિ. ત્યારે એને શંકા થઈ કે, "દેવતાઓએ મારી સાથે આ કપટ કર્યું છે." આખરે તેણે નળરાજાને ઓળખી લીધો અને તેના ગળામાં જયમાળા નાખી દીધી. આ જોઈ સઘળાને ઘણો આનંદ થયો. સ્વયંવરમાં આવેલા રાજાઓ પોતપોતાની રાજધાની તરફ પાછા ચાલ્યા. તેમના ગયા પછી રાજા ભીમકે નળરાજાની સાથે વિધિપૂર્વક દમયન્તીનો વિવાહ કર્યો. પછી કેટલાક દિવસ ત્યાં રહી, ભીમકની આજ્ઞા મેળવી, દમયન્તી સાથે નળરાજા પોતાના નગરમાં આવ્યો.

રાજા નળ અને દમયન્તી સુખપૂર્વક પોતાનું જીવન વિતાવવા લાગ્યાં. કેટલાક સમય બાદ તેમને ત્યાં ઇન્દ્રસેન નામનો એક પુત્ર અને ઇન્દ્રસેના નામની એક કન્યાનો જન્મ થયો.

રાજા નળને જુગાર રમવાની ટેવ હતી. એક દિવસ એના ભાઈ પુષ્કરે આવીને એને જુગાર રમવા જણાવ્યું. નળરાજા રાજી રાજી થઈ ગયો. જ્યારે દમયન્તીએ આ વાત જાણી, ત્યારે તેણે નળરાજાને ઘણો રોક્યો પણ રાજાએ તેની વાત બિલકુલ સાંભળી નહિ. કોઈ પણ રાજાને આ કામથી અટકાવી શક્યું નહિ. જ્યારે દમયન્તીએ જોયું કે, રાજા કોઈનું કહ્યું માનતા નથી, ત્યારે તેણે બૃહત્સેનાને બોલાવી કહ્યું કે, "જા, તું વાષ્ણેંય–સારથિને બોલાવી લાવ." તે જઇને સારથિને બોલાવી લાવી.

દમયન્તીએ તેને કહ્યું કે, "રાજાને આજકાલ જુગાર રમવા સિવાય બીજું કાંઈ સૂઝતું નથી અને જુગારમાં રાજા હારતાજ જાય છે. એમના પાસા અવળાજ પડે છે. પુષ્કર મનમાન્યું ધન મેળવતો જાય છે. રાજા જુગારમાં એવા તો લીન થઈ ગયા છે કે, તે નથી તો મારી વાત માનતા કે નથી કોઈનું કહેવું સાંભળતા. એટલે તું મારું કહેવું માન અને રાજાનાં આ બે બાળકોને મારા પિતાને ત્યાં કુંડિનપુર પહોંચાડી આવ. મારા પિતાની પાસે આ બાળકોને પહોંચાડી, પછી તારી ઇચ્છા હોય ત્યાં જજે, અથવા તો અહીં આવજે."

દમયન્તીની એ પ્રમાણેની આજ્ઞા થવાથી સારથિ બાળકોને રથમાં બેસાડી વિદર્ભનગર તરફ ચાલ્યો. ત્યાં પહોંચી તેણે બે છોકરાં તેમજ રથ તથા ઘોડા પણ રાજાને સોંપી દીધા; અને તેમની આજ્ઞા લઈ પોતે નોકરી શોધતો શોધતો અયોધ્યામાં પહોંચ્યો. અને ઋતુપર્ણ રાજાને ત્યાં એ રહી ગયો.

રાજા નળ જુગારમાં સઘળું રાજપાટ હારી ગયા. તે કેવળ એક વસ્ત્ર પહેરી, દમયન્તીને સાથે લઈ, પોતાની રાજધાની છોડી જંગલ તરફ ચાલ્યો. રાજા નળના ગયા પછી પુષ્કરે એવો ઢંઢેરો પિટાવ્યો કે, "જે કોઈ નળની પાસે જશે અથવા તેનો આદર કરશે તેનો વધ કરવામાં આવશે" આ ભયથી રાજાને કોઈ રાખી શક્યું પણ નહિ.

જંગલમાં તેઓ ત્રણ દિવસ સુધી માત્ર પાણી પીનેજ રહ્યાં. ત્રણ દિવસ પછી ભૂખથી વ્યાકુળ બની તેમણે કંઈક ફળ-મૂળનો આહાર કરી પેટનો અગ્નિ શાન્ત કર્યો. ત્યારપછી

થોડે દૂર જતાં રાજાએ એક વૃક્ષ પર બેઠેલાં કેટલાંક પક્ષીઓ જોયાં. તેણે એમને પકડવાનો વિચાર કરી પોતાનું વસ્ત્ર તેમના ઉપર નાખ્યું; પરંતુ પક્ષીઓ તે વસ્ત્ર લઇને ઊડી ગયાં અને નળરાજા વસ્ત્ર વિનાનોજ રહી ગયો ! પોતાની આવી દુર્દશા જોઈ તેમજ કુસમય આવ્યો જાણી રાજાએ દમયન્તીને કહ્યું કે, "જુઓ, પહાડ પર આ જે રસ્તો જતો જણાય છે તે દક્ષિણ તરફ જાય છે. આ વિંધ્યાચળ છે અને આ પયોષ્ણી નદી છે. આ રસ્તો સીધો તમારા પિતા–વિદર્ભરાજના નગર તરફ જાય છે." આ સાંભળી દમયન્તી સમજી ગઈ કે, 'આ મને મારા પિતાને ત્યાં જવા કહે છે.' એણે કહ્યું: "આપની એવી ઇચ્છા જણાય છે કે, હું મારા પિતાને ઘેર ચાલી જાઉં. આપ એકલાજ વનમાં દુઃખી થઈ ફરો અને હું મારા પિતાને ત્યાં જઈ આરામથી રહું ! હું આપને ભૂખ્યા, નવસ્ત્રા અને થાક્યાપાક્યા છોડીને શી રીતે ચાલી જાઉં ? હું તો આપની સાથેજ રહીને આપનાં દુઃખ દૂર કરતી રહીશ. દુઃખમાં સ્ત્રી સમાન બીજું કોઈ ઔષધ કે મિત્ર નથી. આપ મને અળગી ન કરશો." દમયન્તીની વાત સાંભળી નળરાજાએ કહ્યું કે, "તારું કહેવું સત્ય છે. હું તને છોડવા ઇચ્છતો નથી." આ સાંભળી દમયન્તીએ કહ્યું કે, "જો આપ મને છોડવા ઇચ્છતા નથી તો પછી વિદર્ભ દેશનો રસ્તો શું કામ બતાવો છો ? મને એથી શંકા થાય છે. અગર આપની એવીજ ઇચ્છા હોય કે હું મારાં માતાપિતાની પાસે ચાલી જાઉં, તો આપ પણ કૃપા કરીને ચાલો. તેઓ આપનો ઘણોજ આદર કરશે. આપણે બન્ને ત્યાં સુખ-

પૂર્વક રહીશું." પરંતુ નળે એ વાતનો સ્વીકાર ન કર્યો.

એ પ્રમાણે દમયન્તીનું સમાધાન કરી રાજા નળ તેની સાથે ભૂખ્યોતરસ્યો ફરતો ફરતો એક ધર્મશાળામાં જઈ પહોંચ્યો. ત્યાં જઈ બન્ને બેસી ગયાં. દમયન્તી થાકી હોવાથી ત્યાં સૂઈ ગઈ. તે જ્યારે ઊંઘી ગઈ, ત્યારે રાજાએ તેની અર્ધી સાડી ફાડીને પહેરી લીધી; અને ત્યાંથી ચૂપચાપ દમયન્તીને એકલી છોડી ચાલ્યો ગયો. રાજા ગયો તો ખરો પરંતુ તેના પગ આગળ જતાં ઊપડ્યા નહિ, એટલે તે પાછો વળ્યો અને દમયન્તીને એકલી સૂતેલી જોઈ દુઃખિત બની ફરી ચાલ્યો ગયો. દમયન્તીની પ્રીતિ રાજાને વારંવાર ખેંચતી હતી અને સમય વારંવાર તેને ત્યાંથી નસાડી જતો હતો. અંતે પ્રીતિની સામે બનવાકાળની જીત થઈ અને તે પોતાની સાધ્વી અને પતિવ્રતા સ્ત્રીને જંગલમાં એકલી છોડી ચાલ્યો ગયો.

રાજાના ગયા પછી દમયન્તી જાગી ગઈ અને નળને ન જોવાથી રોવા લાગી. તેણે આસપાસ તપાસ પણ કરી, પરંતુ ક્યાંય પત્તો લાગ્યો નહિ. અંતે તે રોતીકકળતી અને નળના નામનો પોકાર કરતી ત્યાંથી આગળ વધી. રસ્તામાં એક અજગરે તેને પકડી લીધી; પરંતુ એક પારધીએ આવીને તેને અજગરના મુખમાંથી બચાવી લીધી. આમ અજગરથી તો બચી ગઈ. પરંતુ પારધીના મનનો દુષ્ટ ભાવ સમજી દમયન્તી ઘણી દુઃખી થઈ. પ્રથમ તો એણે તેને ઘણો સમજાવ્યો પરંતુ જ્યારે તેણે ન જ માન્યું, ત્યારે દમયન્તીએ તેને શાપ આપી પોતાના પાતિવ્રત્ય ધર્મનું રક્ષણ કર્યું.

પછી દમયન્તી જંગલોમાં ઘૂમતી ઘૂમતી વ્યાપારીઓની સાથે ચંદેરીના રાજા સુબાહુના દેશમાં જઈ પહોંચી. અધીં સાડી પહેરીને રાજનગરમાં નળની શોધખોળ કરતાં તે રાજમાતાના જોવામાં આવી. રાજમાતાએ તેને કોઈ સારા માણસની સ્ત્રી જાણી નોકર દ્વારા પોતાની પાસે બોલાવી પૂછ્યું કે, "તું કોણ છે? કોની પુત્રી છે? અને આમ કેમ રખડે છે?" દમયન્તીએ પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. પરંતુ પોતાનું અને નળરાજાનું નામ કહ્યું નહિ. રાજમાતાએ કહ્યું કે, "તું મારે ત્યાં રહે, તારો પતિ પણ ફરતો ફરતો અહીં આવી પડશે." દમયન્તીએ કહ્યું કે, "તમારે ત્યાં હું એક શરતે રહું. કોઈનું એઠું ખાઉં નહિ, કોઈના પગ ધોઉં નહિ ને પર–પુરુષ સાથે વાત કરું નહિ. વળી કોઈ પુરુષ મારો પાતિવ્રત્યધર્મ નષ્ટ કરવા ઇચ્છે તો તેને આપે શિક્ષા કરવી. આપ જો મારા આ નિયમોનો સ્વીકાર કરો, તો હું આપની પાસે અવશ્ય રહું. રાજમાતાએ દમયન્તીના નિયમોનો સ્વીકાર કરી લીધો અને પોતાની પુત્રી સુનન્દાને બોલાવી કહ્યું કે, "આ તારી બરાબરજ છે, એને તારી સખી બનાવી આનંદ કર." માતાનાં એ વચનો સાંભળી સુનન્દા તેને પોતાના મહેલમાં લઈ ગઈ. દમયન્તી તેની સાથે રહી પોતાના દિવસો ગુજારવા લાગી.

દમયન્તીને જંગલમાં એકલી છોડી રાજા નળ એક ગાઢા વનમાં જઈ પહોંચ્યો. ત્યાં તેને એક સાપ કરડયો. તેના ઝેરથી તે મૂઓ તો નહિ પરંતુ કુરૂપ થઈ ગયો. પોતાનું બદલાઈ ગયેલું સ્વરૂપ જોઈ નળરાજા અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં

ગયો. રાજાએ તેને પૂછ્યું કે, "તમે કોણ છો અને શું કામ કરી શકશો ?" ત્યારે એણે જવાબ આપ્યો કે, "હું બાહુક નામનો નળરાજાનો સારથિ છું અને ઘોડા ચલાવવાનું કામ સારું જાણું છું. હું રસોઈ પણ સારી બનાવી જાણું છું અને સમય આવતાં સારી સલાહ પણ આપી જાણું છું. હું અહીં નોકરીની શોધમાં આવ્યો છું." નળનો સારથિ જાણી તે બહુ બાહોશ હશે એમ ધારી ઋતુપર્ણ રાજાએ તેને રાખી લીધો.

હવે દમયન્તીના પિતા રાજા ભીમકને જ્યારે આ સમાચાર મળ્યા કે, રાજા નળ જુગારમાં હારી દમયન્તી સાથે વનમાં ચાલ્યા ગયા છે, ત્યારે તેમણે જમાઈ અને પુત્રીની શોધમાં માણસો રવાના કર્યા. તેમાંનો સુદેવ નામનો એક બ્રાહ્મણ ફરતો ફરતો ચંદેરી નગરીમાં આવી પહોંચ્યો, અને રાજાને ત્યાં જઈ દમયન્તીને ઓળખી લીધી. તેણે દમયન્તીની પાસે જઈ પોતાનું ઓળખાણ આપ્યું અને કહ્યું કે, "હું તમનેજ શોધવા આવ્યો છું." તેણે રોતાં રોતાં પોતાનાં માતા, પિતા અને ભાઈના સમાચાર એ બ્રાહ્મણને પૂછ્યા. દમયન્તીને રોતી જોઈ સુનન્દાએ જઇને પોતાની માતાને દમયન્તીની એ હકીકત કહી. રાજમાતાએ ત્યાં આવી બ્રાહ્મણને પૂછ્યું કે, "એ કોની સ્ત્રી અને કોની પુત્રી છે ? તેમજ પોતાના પતિ તથા માતાપિતાથી કઈ રીતે વિખૂટી પડી ગઈ છે ?" સુદેવે વિસ્તારપૂર્વક દમયન્તીની સઘળી હકીકત કહી સંભળાવી. રાજમાતાને જ્યારે માલૂમ પડ્યું કે, આ તો વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી અને નળરાજાની રાણી છે, ત્યારે તેને ઘણું

દુઃખ થયું. કારણ કે એ દમયન્તીની માસી થતી હતી. દમયન્તીની મા અને એ બે સગી બહેનો થતી હતી.

માસીની આજ્ઞા લઈ દમયન્તી પોતાના પિતાને ઘેર કુંડિનપુરમાં આવી. આમ દમયન્તીના મળવાથી રાજા ઘણો આનંદ પામ્યો; પરંતુ નળની ચિન્તા તો હજી ઊભીજ હતી. તેમણે દેશ–દેશાન્તરોમાં નળને શોધી લાવવા માટે બ્રાહ્મણોને મોકલ્યા. દમયન્તીએ એ બ્રાહ્મણોને કેટલાંક સંકેત–વાક્યો કહીને જણાવ્યું કે, "આ વાક્યોનો જે મનુષ્ય તમને કાંઈ પણ જવાબ આપે તેને તમારે નળરાજા સમજી લેવા; અને અહીં આવી તેની ખબર તમારે મને આપવી." બ્રાહ્મણોએ ઘણી ઘણી તપાસ કરી પરંતુ ક્યાંય નળરાજાનો પત્તો લાગ્યો નહિ. લગભગ તમામ બ્રાહ્મણો પાછા આવી ગયા; પરંતુ પર્ણાદ નામના એક બ્રાહ્મણે ઘણા દિવસ બાદ પાછા આવી જણાવ્યું કે, "હું નળરાજાને શોધતો શોધતો અયોધ્યામાં ઋતુપર્ણ રાજાને ત્યાં ગયો હતો. ત્યાં રાજસભામાં જઈ મેં તમારાં કહેલાં વાક્યો કહી સંભળાવ્યાં; તે સાંભળીને કોઈ કાંઈ બોલ્યું નહિ, એટલે ત્યાંથી હું ચાલ્યો. પણ પાછળથી તે રાજાના બાહુક નામના એક કુરૂપ સારથિએ આવીને મને કુશળતા પૂછી અને કહ્યું કે, 'સારા કુળની સ્ત્રીઓ વિપત્તિ પડવા છતાં પાતિવ્રત્યધર્મ છોડતી નથી. જે ખરાબ ચરિત્રવાળા પતિએ પોતાની પતિવ્રતા સ્ત્રીનો વિપત્તિમાં ત્યાગ કર્યો છે, તે સ્ત્રીને પાતિવ્રત્યરૂપી ધર્મનું કવચ પહેરવું અને પતિની ભૂલનો કાંઈ પણ વિચાર ન કરવો ઉચિત છે.' આ વાક્યો સાંભળી હું ચાલ્યો આવ્યો છું."

દમયન્તીએ જાણી લીધું કે, એજ નળરાજા હોવો જોઇએ. તેણે પોતાની માતા પાસે જઈ કહ્યું કે, "હું સુદેવ બ્રાહ્મણને અયોધ્યાનગરીમાં ઋતુપર્ણ રાજાને ત્યાં સંદેશો લઈ મોકલવા ઇચ્છું છું. આપ આજ્ઞા આપો." માતાએ સુદેવને જવાની આજ્ઞા આપી. ત્યારે દમયન્તીએ તે બ્રાહ્મણને કહ્યું કે, તમે ઘણાજ ઉતાવળા અયોધ્યા જજો અને ત્યાંના રાજાને કહેજો કે વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી દમયન્તી ફરીથી પોતાનો સ્વયંતર કરવા ચાહે છે; કેમકે નળરાજાનો તો કયાંય પત્તો મળતો નથી. માટે આપે કૃપા કરી કાલ સવારેજ ત્યાં જરૂર પધારવું. આ સ્વયંવરમાં ઘણા રાજા અને રાજકુમારો ત્યાં એકઠા થયા છે, એટલે કાલે સૂર્યોદય સુધીમાંજ આપે ત્યાં પહોંચી જવું. કેમકે દમયન્તી કાલે સવારમાંજ કોઈ રાજાને વરશે."

અયોધ્યામાં પહોંચી સુદેવે ઋતુપર્ણ રાજાને દમયન્તીનો આ સંદેશો કહી સંભળાવ્યો.

બ્રાહ્મણની વાત સાંભળી ઋતુપર્ણ રાજાએ બાહુક સારથિને કહ્યું કે, "મારે આવતી કાલે સવારમાંજ સ્વયંવરમાં પહોંચવું જોઈએ." આ સાંભળી બાહુક રૂપધારી નળને ઘણુંજ દુઃખ થયું. તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે, "દમયન્તી આવું કામ કદાપિ ન કરે; પરંતુ મને બોલાવવાને માટેજ કદાચ આ યુક્તિ રચવામાં આવી હશે.' ગમે તેમ હોય, બાહુકે રાજાને કહ્યું કે, "હું આપને કાલે સવારેજ પહોંચાડી દઈશ."

બાહુકે જેવું કહ્યું તેવુંજ કરી બતાવ્યું. સૂર્યનો ઉદય થતાં પહેલાંજ રાજા કુંડિનપુરમાં પહોંચી ગયા. આ સ્ફૂર્તિ

જોઈ રાજાએ બાહુકને કહ્યું કે, "તમે મને અશ્વવિદ્યા શીખવો તો હું તમને અક્ષવિદ્યા (જુગારમાં પાસા નાખવાની વિદ્યા) શીખવું. નળરાજાએ તેમ કરવાની હા પાડી અને પરસ્પર બન્નેએ પોતપોતાની વિદ્યા શીખવી.

ઋતુપર્ણ રાજા જ્યારે વિદર્ભ દેશમાં આવ્યો ત્યારે રાજા ભીમકે એમનો ઘણોજ આદરસત્કાર કર્યો. દમયન્તીએ અનેક પ્રકારે બાહુકની પરીક્ષા લીધી અને અન્તે નિશ્ચય કર્યો કે, એજ મારો પતિ નળરાજા છે. તેણે પોતાનાં માતપિતાની આજ્ઞા લઈ બાહુકને પોતાને ઘેર બોલાવ્યો અને તેની અંતિમ પરીક્ષા લીધી. જ્યારે દમયન્તીએ નળને અને નળે દમયન્તીને જોયાં ત્યારે પરસ્પર બન્નેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. નળે કહ્યું: "મારાથી જે કાંઇ અપરાધ થયો તે કાળનોજ પ્રભાવ હતો. હવે આપણાં દુ:ખનો અન્ત આવ્યો સમજવો જોઇએ. પરન્તુ મને એ વાતનું દુ:ખ થાય છે કે, તું બીજો સ્વયંવર કરવા માગે છે. શું એ વાત સાચી છે?" આ સાંભળી દમયન્તીએ જણાવ્યું કે, "મેં તો માત્ર તમને બોલાવવાને માટેજ આ યુક્તિ રચી હતી."

સર્પના કરડવાથી નળરાજામાં જે કુરૂપતા આવી ગઈ હતી, તે પણ યુક્તિપૂર્વક યત્ન કરવાથી અને દૈવકૃપાથી જતી રહી તથા તેનું સ્વરૂપ અસલના જેવુંજ પ્રભાવશાળી થઈ ગયું.

દમયન્તીનાં માતપિતા અને રાજા ઋતુપર્ણને આ સમાચાર સાંભળી ઘણો આનંદ થયો. રાજા ઋતુપર્ણે નળરાજા પાસે પોતાની કસૂરની માફી માગી અને અયોધ્યામાં પાછા

ગયા. નળરાજા પણ કેટલાક દિવસ પોતાના સાસરામાં રહીને પોતાની સ્ત્રી તથા પુત્રને લઈને પોતાના દેશમાં પાછા આવ્યા. ત્યાં તેમણે પોતાના ભાઈ પુષ્કર સાથે ફરીથી જુગાર ખેલી રાજ્ય પાછું લીધું. રાજ્ય મેળવીને તે દમયન્તી સાથે આનંદથી રહેવા લાગ્યો. રાજાએ પોતાના ભાઈને થોડુંક રાજ્ય આપી તેની ભૂલ માફ કરી; એટલે તે પણ સુખપૂર્વક એમની સાથેજ રહેવા લાગ્યો.

આ નળ–દમયન્તીના ચરિત્ર પરથી ઘણુંજ શીખવાનું મળે છે. જુગાર રમવો એ સારું નથી, એથી રાજા નળને આટઆટલી વિપત્તિ સહન કરવી પડી. ખરાબ વ્યસનથી વેગળા રહેવાને જો કોઈ સમજાવે, તો તેની વાત જરૂર માનવી જોઈએ. જુઓ, નળરાજાને રાણી દમયન્તીએ તેમજ મંત્રીઓએ ઘણા સમજાવ્યા છતાં તેમણે કોઇની વાત ન માની; ત્યારે આટલું દુઃખ સહન કરવું પડયું. વળી મનુષ્ય માત્રે કોઈ ને કોઈ હુન્નર તો શીખવોજ જોઇએ. રાજા નળ અશ્વવિદ્યામાં નિપુણ હતા. એથી એમને વિપત્તિમાં ઘણી મદદ મળી. સ્ત્રીઓને પણ આમાંથી ઘણું શીખવાનું મળે છે. રાણી દમયન્તીએ મહાઘોર વિપત્તિના સમયમાં પણ પોતાના પતિનો સાથ ન છોડયો, અને પોતાની ચાલાકીથી પતિને પોતાની પાસે બોલાવી લીધો.



## ૪૧–શરણાગતનું રક્ષણ

### ( રાજા ઉશીનરની કથા )

એક સમયે રાજા ઉશીનરે યજ્ઞ કરવાનો આરંભ કર્યો. યજ્ઞને માટે સઘળી સામગ્રી એકત્રિત કરવામાં આવી. રાજા જ્યાં યજ્ઞ કરી રહ્યા હતા, ત્યાં તેમની પરીક્ષા લેવાને માટે ઇન્દ્ર ગયો. રાજાની જાંઘ ઉપર એક કબૂતર આવીને બેસી ગયું. ઇન્દ્રે બાજનું રૂપ ધારણ કરીને કહ્યું: "હે રાજા! આ કબૂતર મને આપી દો, એ મારું ભોજન છે. હું ભૂખે વ્યાકુળ બનેલો છું; એટલે ધર્મના લોભે તમારે એનું રક્ષણ કરવું વાજબી નથી. તમારો ધર્મ તો નષ્ટ થઈ ચૂક્યો."

રાજાએ કહ્યું: "આ કબૂતર તારા ભયથી વ્યાકુળ બનીને પ્રાણ બચાવવાની ઇચ્છાથી મારી પાસે આવ્યું છે; તો મારે એનું રક્ષણ કેમ ન કરવું? એના પ્રાણ બચાવવામાં શું તને ધર્મ નથી દેખાતો? આ કબૂતર તડપતું મારી પાસે આવ્યું છે. એનો ત્યાગ મારાથી થઈ શકે નહિ; કારણ કે જે પુરુષ શરણાગતનો ત્યાગ કરે છે તે મહાપાતકી ગણાય છે."

ઇન્દ્રે કહ્યું: "રાજન! આહારથી સર્વ જગતનાં જીવજંતુ ઉત્પન્ન થાય છે, આહારથી વધે છે અને આહારથીજ જીવે છે; અને આહાર વિના જીવવું અસંભવિત છે. બીજી બધી વસ્તુઓ છોડવાથી મનુષ્ય ઘણા દિવસો સુધી જીવી શકે છે; પરંતુ ભોજન વિના જીવવું અસંભવિત બની જાય છે. માટે ભોજન

નહિ મળવાથી મારા પ્રાણ શરીરને છોડી દેશે. મારા મરવાથી મારી સ્ત્રી અને પુત્ર સઘળાં મરી જશે. તમે એક કબૂતરના પ્રાણની રક્ષા કરતાં અનેક પ્રાણીઓને મારો છો. જે ધર્મથી ધર્મનો નાશ થાય તે ધર્મ નથી, તે તો અધર્મ છે. હે રાજન્! જેમાં કોઇનો વિરોધ ન હોય તેજ ધર્મ છે. જો બે બાજુથી ધર્મમાં વિરોધ થતો હોય તો ત્યાં હલકું-ભારે જોઈ લેવું જોઇએ. એટલા માટે હે રાજન્! આમાં હલકું અને ભારે જોઈ એવું કામ કરો કે જેમાં સર્વનું કલ્યાણ હોય."

રાજાએ કહ્યું: "તમારું કહેવું બરાબર છે; પરંતુ હું શરણાગતનો ત્યાગ કરી શકું એમ નથી. તમારા ભોજનને માટે તમારી જે ઇચ્છા હોય તે માગી લો. આ કબૂતર તો હું નહિજ આપી શકું. તમે આ પક્ષીના પ્રાણ લેવાની વાત જવા દો; એને બદલે તમે મને જે કહો તે કરવા હું તૈયાર છું."

ઇન્દ્રે કહ્યું: "હે ઉશીનર! જો તમને આ કબૂતર પર ઘણોજ પ્રેમ હોય, તો એ કબૂતરની બરાબર તમારા શરીરનું માંસ આપો." રાજાએ એ વાતનો સ્વીકાર કર્યો. જ્યારે રાજાએ પોતાના શરીરનું માંસ કાપી આપવા માંડ્યું ત્યારે ઇન્દ્ર પ્રગટ થયો અને તેણે કહ્યું: "હે રાજન્! મેં તમારી પરીક્ષા લીધી હતી. ખરેખર તમે ધર્માત્મા છો. તમારાં પુણ્ય અને યશ ખૂબ વધો, એ મારો આશીર્વાદ છે." જે ધર્માત્મા હોય છે તે શરણે આવેલાનો ત્યાગ કરતા નથી. દુઃખ આવવા છતાં જે ધર્મ છોડતા નથી તેમનાં પુણ્ય અને યશ આ સંસારમાં ઘણાં વધે છે.

# ૪૨–મોટાના અપમાનનું ફળ

## ( રાજા નહુષની કથા )

મહારાજા આયુના વંશમાં રાજા નહુષ ઉત્પન્ન થયો હતો. તે ઘણોજ પરાક્રમી અને શૂરવીર હતો. તેના ગુણો પર મોહ પામી દેવતાઓએ તેને ઇન્દ્રની પદવી આપી હતી. ઇન્દ્રાસન મળવાને લીધે તેને ઘણુંજ અભિમાન આવી ગયું. એ પદ મળતાં તેણે ઇન્દ્રની સ્ત્રી ઇન્દ્રાણીને પણ મેળવવાની ઇચ્છા કરી. અને તેની પાસે જવાને માટે એણે સપ્ત ઋષિઓ પાસે પોતાની પાલખી ઊંચકાવી. રસ્તામાં જ્યારે ઋષિઓને રાજાએ જલદી ચાલવાનું કહ્યું, ત્યારે અગસ્ત્ય મુનિએ ક્રોધ કરીને તેને શાપ દીધો કે, "તું સર્પ થઇ જા."

અગસ્ત્યના શાપથી તે સર્પ થઇ ગયો. વનમાં જ્યાં તે રહેતો હતો, ત્યાં એક દિવસ ભીમસેન જઈ પહોંચ્યો. ભીમને પેલા સર્પે પકડી લીધો અને તેનું ભક્ષણ કરવા ઇચ્છ્યું. ઘણા ઘણા કાલાવાલા કરવા છતાં તેણે ભીમને છોડયો નહિ. થોડીજ વારમાં મહારાજા યુધિષ્ઠિર પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે પોતાના ભાઇને સર્પના મુખમાં જોઇને તેને કહ્યું કે, "તું એને છોડી દે, એને બદલે તું જે ભોજન માગીશ તે હું આપીશ." આ સાંભળી સર્પે કહ્યું કે, "હે રાજન્! તમે મારા પ્રશ્નોના ઉત્તર આપો, તો હું તમારા ભાઇને છોડી દઉં. યુધિષ્ઠિરે જણાવ્યું કે, "તું પ્રશ્ન પૂછ, હું મારી બુદ્ધિ પ્રમાણે તેના જવાબ આપીશ."

સર્પે પૂછ્યું કે, "જગતમાં કઈ વસ્તુ જાણવાયોગ્ય છે? બ્રાહ્મણ કોને કહે છે?"

યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે, "જ્યાં જવાથી પુરુષ શોક વિનાનો થઈ જાય, જેમાં સુખ અને દુ:ખ છે નહિ, તે એક બ્રહ્મ જાણવાયોગ્ય છે. જેનામાં સત્ય, દાન, ક્ષમા, શીલ, લજ્જા, તપ અને ઘૃણા હોય તેને બ્રાહ્મણ કહે છે."

સર્પે પૂછ્યું: "હે યુધિષ્ઠિર! આ જગતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે. જો કોઈ શૂદ્રમાં સત્ય, દાન, ક્ષમા, તપ અને ઘૃણા હોય તો શું તે પણ બ્રાહ્મણ કહેવાય?"

યુધિષ્ઠિરે કહ્યું: "જે લક્ષણો શૂદ્રમાં હોય છે, તે બ્રાહ્મણમાં હોતાં નથી; છતાં કદાચ શૂદ્રમાં બ્રાહ્મણનાં લક્ષણો હોય તો તે શૂદ્ર પણ બ્રાહ્મણ થઈ શકે છે અને કદાચ શૂદ્રનાં લક્ષણો બ્રાહ્મણમાં હોય તો તે બ્રાહ્મણ શૂદ્ર કહેવાય છે."

આ પરથી સર્પે કહ્યું: "હે રાજન્! જો આપ કર્મથીજ જાતિ માનતા હો તો શું જાતિ નકામી છે?"

યુધિષ્ઠિરે જણાવ્યું: "જન્મ અને મરણ એ સર્વ પુરુષોનાં સરખાંજ થાય છે. એ વેદનું પ્રમાણ છે. સઘળા પંડિતો કર્મનેજ પ્રધાન માને છે. જ્યારે પુત્ર ઉત્પન્ન થાય છે, ત્યારે સૌથી પહેલાં જાતિકર્મ—સંસ્કાર કરવામાં આવે છે. ભગવાન મનુએ પણ લખ્યું છે કે, જ્યાં સુધી બાળક વેદ ભણે નહિ ત્યાં સુધી તે શૂદ્ર છે. એટલા માટે મેં કર્મથી વર્ણ હોવાનું જણાવ્યું છે."

યુધિષ્ઠિરનો ઉત્તર સાંભળી સર્પરૂપી રાજા નહુષ ઘણોજ

પ્રસન્ન થયો. તેણે ભીમસેનને છોડી દીધો અને પોતાના પ્રશ્નોના સંતોષકારક જવાબ મળવાથી તે પોતે પણ સર્પયોનિમાંથી મુક્ત થયો. મોટાંનું અપમાન કરવાથી મનુષ્ય નીચ દશાને પ્રાપ્ત થાય છે, પરંતુ સત્પુરુષોના સત્સંગથી પાછો છૂટકારો મેળવી શકે છે.

# ૪૩—અત્યાચારથી થતો નાશ

## ( અગસ્ત્ય મુનિની કથા )

જ્યારે ઇન્દ્રે રાક્ષસોના રાજા વૃત્રાસુરને મારી નાખ્યો, ત્યારે સઘળા રાક્ષસો દેવતાઓના ભયથી સમુદ્રમાં સંતાઈ ગયા. ત્યાં રહીને તેમણે દેવતાઓ તથા મુનિઓના નાશનો ઉપાય વિચારવા માંડયો. તેઓ આખો દિવસ સમુદ્રમાં છુપાઈ રહેતા અને રાત્રીના સમયે મુનિઓના આશ્રમોમાં આવી તેમને દુઃખ દેતા અને ઘણાખરાને મારી નાખતા. મુનિઓને ત્રાસ આપીને સવાર થતાં તેઓ પાછા સમુદ્રમાં ઘૂસી જતા. આ દશા જોઈ મુનિઓ ગભરાવા લાગ્યા. તેમણે સર્વેએ વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી અને પોતાનું ત્યાં આવવાનું કારણ જણાવ્યું. વિષ્ણુ ભગવાને જણાવ્યું કે, "એ કાલેય નામના દૈત્યોની સેના છે. વૃત્રાસુરનો આશ્રય લઈ એમણે જગતને દુઃખ દીધું હતું. તેજ રાક્ષસો વૃત્રના મરી જવાથી પોતાના જીવન-ની રક્ષાને માટે સમુદ્રમાં છુપાઈ રહ્યા છે. તેઓજ હવે રાત્રીમાં બહાર નીકળીને આપને દુઃખ દઈ રહ્યા છે. સમુદ્ર સુકાયા વિના રાક્ષસોનો નાશ થવો અસંભવિત છે. માટે તમે અગસ્ત્ય મુનિની મદદ લો. તેઓ તમારું કામ પૂરું કરશે."

ભગવાન વિષ્ણુની આ વાત સાંભળી સઘળા ઋષિ–મુનિઓ અગસ્ત્યની પાસે ગયા. ત્યાં જઈ તેમણે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. ત્યારે અગસ્ત્ય મુનિ સમુદ્રને કિનારે જઈ તેનું સઘળું પાણી પી ગયા. સમુદ્ર સુકાઇ જતાં દાનવો માર્યા ગયા અને દેવતાઓ તથા ઋષિમુનિઓને ઘણો આનંદ થયો.

અત્યાચાર કરવો અને બીજાને દુ:ખ પહોંચાડવું સારું નથી. એથી અવશ્ય નાશ થાય છે.

---

# ૪૪–શકુંતલા અને દુષ્યંત રાજાની કથા

એક સમયે રાજા દુષ્યંત શિકાર ખેલવાને માટે વનમાં ગયા હતા. શિકાર ખેલતાં ખેલતાં તે કણ્વ ઋષિના આશ્રમ પાસે જઈ પહોંચ્યા. તે આશ્રમ તપથી રક્ષિત અને તપોવનના ગુણોથી યુક્ત હતો. રાજાએ મંત્રીઓને પૂછયું કે, "આ આશ્રમ કોનો છે?" તેમણે કહ્યું: "મહારાજ! આ આશ્રમ કણ્વ ઋષિનો છે." રાજાએ ઋષિનાં દર્શન કરવા માટે આશ્રમમાં પ્રવેશ કર્યો. જ્યારે રાજાએ આશ્રમમાં ઋષિને ન જોયા, ત્યારે તેમણે બૂમ મારી પૂછયું કે, "આશ્રમમાં કોઈ છે?" રાજાના શબ્દો સાંભળી એક સ્વરૂપવતી કુમારિકા ત્યાં આવી. તેણે રાજાનું સ્વાગત કર્યું અને કુશળતા પૂછી. રાજાએ કહ્યું કે, "હું કણ્વ ઋષિનાં દર્શન કરવા આવ્યો છું, તેઓ ક્યાં છે?" એ કુમારિકા તે બીજી કોઈ નહિ, પણ શકુન્તલા હતી. તેણે ઉત્તર આપ્યો કે, "પિતાજી ફળ–ફૂલ લેવા માટે ગયા છે. કૃપા કરી

આપ બેસો, તે આવતાજ હશે." રાજાએ તેને પૂછ્યું: "તું કોણ છે અને તારા પિતાનું નામ શું છે?"

શકુન્તલાએ કહ્યું: "મહારાજ! મારું નામ શકુન્તલા છે. હું કણ્વ ઋષિની કન્યા છું."

આ સાંભળી રાજા દુષ્યન્તે કહ્યું: "મને સારી રીતે માલૂમ છે કે, કણ્વ ઋષિ બ્રહ્મચારી છે. ધર્મ કદાચ પોતાની મર્યાદા છોડે, પણ ઋષિ બ્રહ્મચર્ય છોડે એમ નથી. માટે સાચેસાચું કહે, તું કોની પુત્રી છે?"

શકુન્તલાએ કહ્યું: "મારા જન્મથી માંડી હું જે રીતે કણ્વ ઋષિની કન્યા કહેવાઈ તે સઘળી હકીકત હું આપને કહું છું. તે આપ ધ્યાન દઈને સાંભળો."

વિશ્વામિત્ર ઋષિએ ઘોર તપ કર્યું હતું. તેમના તપને જોઈ ઇન્દ્રને ભય લાગ્યો કે, 'વખતે મારું ઇન્દ્રાસન તો નહિ છીનવી લે?' એ કારણથી ઇન્દ્રે તેમને તપોભ્રષ્ટ કરવા ઇચ્છા કરી. એ કામ કરવાને માટે તેમણે મેનકા નામની એક અપ્સરાને આજ્ઞા કરી. ઇન્દ્રની આજ્ઞા માનીને મેનકા વિશ્વામિત્રના આશ્રમમાં ગઈ. તેમના સંસર્ગથી માલતી નદીને કિનારે મારો જન્મ થયો. પછી તે મને ત્યાંજ મૂકીને ચાલી ગઈ. ત્યાંથી કણ્વ ઋષિ મને લઈ આવ્યા. એ પ્રકારે હું કણ્વ ઋષિની કન્યા કહેવાઈ."

રાજાએ એને ક્ષત્રિયકન્યા જાણી તેની સાથે ત્યાંજ પોતાનો વિવાહ કર્યો અને શકુન્તલાને ત્યાંજ છોડીને પોતે ચાલ્યા ગયા. જતી વખતે રાજા દુષ્યન્તે કહ્યું કે, "રાજધાનીમાં પહોંચી હું તને બોલાવી લઈશ."

પછી કણ્વ ઋષિ જ્યારે આશ્રમમાં આવ્યા, ત્યારે લજ્જાને લીધે શકુન્તલા તેમની પાસે જઈ શકી નહિ. કણ્વે સઘળા સમાચાર જાણીને કહ્યું કે, "મારા વિના આજે તેં જે કાંઈ કામ કર્યું છે, તે સારું જ કર્યું છે. એના કરતાં ઉત્તમ પતિ તને મળવો દુર્લભ હતો. તારા પેટથી જે પુત્ર થશે તે ઘણો જ પ્રતાપી, સંસ્કારી અને બળવાન થશે."

કેટલાક દિવસો પછી શકુન્તલાએ એક પુત્રને જન્મ આપ્યો. તે બાળક ઘણો બળવાન હતો, એટલા માટે તેનું નામ સર્વદમન રાખવામાં આવ્યું. બાળક છ વર્ષનો થયો ત્યાં સુધી રાજા દુષ્યન્તે શકુન્તલાને તેડાવી નહિ, ત્યારે કણ્વ ઋષિએ પોતાના શિષ્યોને કહ્યું કે, "તમે બાળકસહિત શકુન્તલાને રાજા દુષ્યન્તને ત્યાં પહોંચાડી આવો. સ્ત્રીએ ઘણા સમય સુધી પતિથી જુદા રહેવું સારું નથી."

શિષ્ય–પુત્ર સહિત શકુન્તલાને આશ્રમમાંથી રવાના કરી કણ્વ ઋષિ પાછા વળ્યા. શકુન્તલાએ પતિનો યથાયોગ્ય સત્કાર કરી કહ્યું કે, "મહારાજ! આ પુત્રને આપ આપનો યુવરાજ બનાવો. આ આપનોજ પુત્ર છે. એની સાથે પુત્રના જેવુંજ વર્તન રાખવું." રાજાએ જણાવ્યું કે, "તારી સાથે મારો કાંઈ સંબંધ છે કે નહિ તે મને યાદજ આવતું નથી. તેમ છતાં તારી ઇચ્છા હોય તો અહીં રહે, નહિ તો અહીંથી ચાલી જા." આ સાંભળી ક્રોધ અને લજ્જાથી શકુન્તલાની આંખો લાલચોળ બની ગઈ. તેણે કહ્યું: "મહારાજ! આપ બધું જાણવા છતાં પણ સામાન્ય મનુષ્યની માફક આ કેવી વાત કહો છો?

આપણા સંબંધની બાબતમાં સાચા–જૂઠાની ખાતરી આપનું હૃદયજ આપશે. જે પુરુષ અસત્ય વ્યવહાર કરે છે, તે પોતેજ પોતાનો નાશ કરે છે. આપ એમ જાણો છો કે, 'મારું આ પાપ પ્રગટ નહિ થાય, પરંતુ અંતર્યામી પરમાત્મા અને દેવતા એ પાપ જાણે છે. જે પોતાના આત્માની વિરુદ્ધ કામ કરે છે, તેનું દેવતા ભલું કરતા નથી. કેમકે તેનો આત્મા શુભ કામ કરનારો નથી હોતો. મહારાજ ! વણબોલાવી આવેલી સમજીને મારા જેવી પતિવ્રતાનું અપમાન ન કરો. સત્કાર કરવા યોગ્ય પત્નીનું આપ અપમાન કેમ કરો છો ? પત્ની એ પતિનું અર્ધું અંગ, મિત્ર, ધર્મ, અર્થ, કામનું મૂલ્ય અને સંસાર-સાગરને તરી જવા માટે નૌકા સમાન છે. સ્ત્રી તેજ છે કે જે ઘરનાં કામોમાં ચતુર હોય, પતિને પ્રાણતુલ્ય સમજતી હોય અને પતિવ્રતા હોય. સ્ત્રી, પ્રિય બોલવાથી મિત્ર સમાન, ધર્મ-કાર્યમાં સહાયતા કરવાથી પિતા સમાન અને દુઃખમાં માતાની બરાબર હોય છે. આપ ધર્મને જાણનારા હોવા છતાં મારું અને આપના આ પુત્રનું પાલન કેમ કરતા નથી ?"

આટલું સાંભળવા છતાં દુષ્યન્તે કહ્યું કે, "આ પુત્ર મારાથીજ ઉત્પન્ન થયો છે, એ વાત હું જાણતો નથી. સ્ત્રીઓ તો જૂઠું પણ બોલે છે, એટલે તારી આ વાતનો વિશ્વાસ કોણ કરે ! તું જે કંઈ કહે છે, તેમાંનું કશું મને યાદ આવતું નથી. હું તને ઓળખતોજ નથી. તું તારી ઇચ્છાનુસાર ચાહે તો અહીં રહે અથવા તો તને ફાવે ત્યાં ચાલી જા."

શકુન્તલાએ કહ્યું: "મહારાજ ! જો આપ ત્યાગ કરશો તો

હું આશ્રમમાં પાછી ચાલી જઈશ; પરંતુ આ પુત્રનો ત્યાગ કરવો આપને યોગ્ય નથી. જે પુરુષ દુર્વચનો બોલે છે, તે નિંદાને પાત્ર ગણાય છે. જે પોતે પુત્રને પેદા કરીને પોતાનો સમજતો નથી તેની લક્ષ્મીનો દેવતા નાશ કરે છે. આપ આપના પુત્રનો ત્યાગ ન કરો. સત્ય સમાન કોઈ ધર્મ નથી અને સત્યથી વધારે સંસારમાં કોઈ વસ્તુ નથી. સત્યજ પરબ્રહ્મ છે, સત્યજ સૌમાં ઉત્તમ વ્રત છે. એટલા માટે મહારાજ! આપ સત્યને ન છોડો, સત્યને મિત્ર બનાવી રાખો. તેમ છતાં આપ અસત્યનેજ ચાહતા હો તો હું દિલગીર છું. અસત્યને ચાહનારા મનુષ્યમાં પ્રેમ ક્યાંથી હોય? હું હવે જાઉં છું. જો આ તમારોજ પુત્ર હશે, તો આખી પૃથ્વી ઉપર રાજ્ય કરશે."

એટલું કહી શકુન્તલા ચાલી ગઈ. ત્યાર પછી આકાશવાણી થઈ કે, "હે રાજન્! તમે તમારી સ્ત્રી શકુન્તલા અને પુત્રને ગ્રહણ કરો." રાજા દુષ્યન્તે દેવતાઓનાં વચન સાંભળી પોતાના પુરોહિત અને મંત્રીઓને કહ્યું કે, "આપ દેવતાઓનાં વચનો સાંભળો. હું મારી સ્ત્રી તથા પુત્રને ઓળખતો તો હતોજ, પરંતુ જો એક સ્ત્રીના કહેવાથીજ હું પુત્રને રાખી લેત તો લોકોને સંદેહ થાત અને એ સારું ન ગણાત."

પછી રાજાએ શકુન્તલા તથા પુત્રને બોલાવી લીધાં. રાજાએ શકુન્તલાને કહ્યું કે, "તારી સાથે મારો જે સંબંધ હતો તે સંસારમાં જાણીતો નહોતો. લોક એમ સમજત કે, સુંદર સ્ત્રી જાણીને મેં તને રાખી લીધી, અને તારા પુત્રને રાજ્યાધિકાર દઈ દીધો. એટલા માટે મેં આવું કામ કર્યું. પરંતુ હવે

તો દેવતાઓએજ તારી સાક્ષી આપી એ સારુંજ થયું છે."

રાજાએ પોતાના પુત્રનો રાજ્યાભિષેક કર્યો, અને તેનું નામ ભરત રાખ્યું.

રાજા દુષ્યન્ત અને શકુન્તલાની વાર્તા પરથી કેટલીય શિખામણ મળી શકે છે. પોતાનો પતિ ગમે તેવો કડવું બોલનારો હોય, તો પણ સ્ત્રીએ તેની સાથે સરળ વ્યવહારજ રાખવો જોઈએ. જ્યારે મનુષ્ય ક્રોધ પામે, ત્યારે શકુન્તલાએ જેવું રાજા દુષ્યન્તની સાથે વર્તન રાખ્યું, તેમ એવા સંજોગોમાં સામા માણસને સમજાવી–પટાવીને તેની સાથે કામ લેવું જોઇએ. એ પ્રકારે અનેક ઉપદેશ આ કથામાંથી મળી શકે છે.

# ૪૫–પિતાની આજ્ઞાનું પાલન

## (રાજા કુવલયાશ્વની કથા)

અયોધ્યામાં ઇક્ષ્વાકુ વંશમાં શશાદ નામનો એક રાજા થયો. એ શશાદનો પુત્ર દાયાદ, દાયાદનો વીર્યવાન, તેનો કકુત્સ્થ, કકુત્સ્થનો અનેન, અનેનનો પૃથુ, પૃથુનો વિશ્વ, વિશ્વનો અદ્રિ અને અદ્રિનો શ્રાવ થયો. એ શ્રાવે શ્રાવસ્તી નગરી વસાવી. શ્રાવનો પુત્ર બૃહદશ્વ અને બૃહદશ્વનો કુવલયાશ્વ થયો. એ કુવલયાશ્વને ઘણા પુત્રો થયા. તેઓ સઘળા વિદ્વાન અને બળવાન હતા. રાજા બૃહદશ્વે પોતાના પુત્ર કુવલયાશ્વને શૂર અને ધાર્મિક સમજી રાજ્ય આપી દીધું અને પોતે તપ કરવાની ઇચ્છાથી વનમાં ચાલ્યા ગયા. રાજા બૃહદશ્વને વનમાં

જતા સાંભળી મહર્ષિ ઉત્તંકે તેમને કહ્યું કે, "આપ તો વનમાં તપ કરવા જાઓ છો, હવે અમારું રક્ષણ કોણ કરશે? આપના રક્ષણ નીચે અમે નિર્ભય રહેતા હતા; એટલે આપે વનમાં જવું જોઇએ નહિ. પ્રજાની રક્ષા કરવામાં જે પુણ્ય છે, તે વનમાં જવામાં નથી. મારા આશ્રમની પાસે મારવાડ દેશમાં ઉજ્જાલક નામનું એક તીર્થ છે, ત્યાં મધુ નામના દૈત્યનો પુત્ર ધુંધર રહે છે. તે વખતોવખત અમને સતાવ્યા કરે છે; માટે તેનો નાશ કરીને પછી તમે વનમાં જજો."

આ સાંભળી રાજાએ કહ્યું કે, "મહારાજ! મારો પુત્ર કુવલયાશ્વ આપનું કામ કરી આપશે. મેં શસ્ત્રો છોડી દીધાં છે, માટે મને આપ જવા દો." આ સાંભળી ઉત્તંકે રાજાને વનમાં જવાની આજ્ઞા આપી, અને રાજાના પુત્ર કુવલયાશ્વની પાસે જઈ ધુંધર દૈત્યના અત્યાચારોનું વર્ણન કર્યું. રાજા કુવલયાશ્વે તેમને ધીરજ આપી કહ્યું કે, "હું અવશ્ય એને મારીને આપનું સંકટ દૂર કરીશ." પછી રાજાએ ધુંધર ઉપર ચઢાઈ કરી. તે દૈત્ય પણ ઘણો બળવાન હતો. રાજાને તેની સાથે મોટું યુદ્ધ થયું. છેવટે તે રાક્ષસ રાજાને હાથે માર્યો ગયો.

પિતાની આજ્ઞાનું પાલન કરવું એ પુત્રનું કર્તવ્ય છે. વિદ્વાનો અને પંડિતોનાં દુઃખ દૂર કરવાં જોઇએ અને દુષ્ટોનો નાશ કરવો જોઇએ. રાજાની આ પવિત્ર ફરજ છે



# ૪૬—સાચું સુખ ઈશ્વરભક્તિમાં છે

(મહર્ષિ ઉત્તંકની કથા)

ઉત્તંક એક પ્રસિદ્ધ ઋષિ હતા. એમનો આશ્રમ મારવાડ દેશમાં હતો. વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવાને માટે ઉત્તંક ઋષિએ કેટલાંય વર્ષો સુધી ઘોર તપ કર્યું. તેમના તપથી પ્રસન્ન થઈ વિષ્ણુ ભગવાને તેમને દર્શન દીધાં. વિષ્ણુ ભગવાનનાં દર્શન થતાં ઉત્તંકે તેમની ઘણીજ સ્તુતિ કરી, અને કહ્યું કે, "હે દેવ! આપેજ આ સારાય જગતની રચના કરી છે. વેદ અને બ્રહ્માને આપેજ રચ્યા છે. આકાશ આપનું મસ્તક, સૂર્ય અને ચંદ્રમા આપનાં નેત્ર અને વાયુ આપનો શ્વાસ છે. દિશાઓ આપના હાથ અને સમુદ્ર પેટ છે. હે પુરુષોત્તમ! આપના પ્રસન્ન રહેવાથી જગતમાં પ્રસન્નતા રહે છે અને આપના ક્રોધ કરવાથી જગતમાં ભય ફેલાઈ જાય છે. એક આપજ જગતના ભયનો નાશ કરનારા છો. આપજ દેવતા અને મનુષ્યોને સુખ આપનારા છો." મહાત્મા ઉત્તંકની સ્તુતિ સાંભળી વિષ્ણુ ભગવાને કહ્યું કે, "હે ઉત્તંક! હું પ્રસન્ન થયો છું, તમે વરદાન માગો." ઉત્તંકે કહ્યું કે, "હે ભગવન્! મને આપનાં દર્શન થયાં એટલે સઘળાં વરદાન મળી ગયાં." આ સાંભળી ભગવાને કહ્યું: "હું તમારી ધીરજથી અને તમારા સ્વભાવથી ઘણોજ પ્રસન્ન થયો છું. તમે મારી પાસેથી અવશ્ય વરદાન માગો."

ભગવાનનાં એવાં વચનો સાંભળી ઋષિ હાથ જોડી બોલ્યા

કે, "જો આપ મારા પર એટલા બધા પ્રસન્ન થયા હો તો એ વરદાન આપો કે, મારી બુદ્ધિ સદા ધર્મ, અર્થ અને ઇન્દ્રિયોને જીતવામાંજ તત્પર રહે. અને હું સદા આપની ભક્તિમાંજ લાગ્યો રહું." ભગવાને કહ્યું: "તથાસ્તુ" (અર્થાત્ એમજ થશે.)

વિષ્ણુ ભગવાનની કૃપાથી ઉત્તંક ઘણાજ ધર્માત્મા, સત્યવાદી અને જિતેન્દ્રિય પુરુષ થયા.

બાળકો! ઉત્તંકના જીવન પરથી શું શીખવું જોઈએ? ઉત્તંકે સાંસારિક સુખની કોઈ વસ્તુ ભગવાન પાસે માગી નહિ. તેમણે સદ્બુદ્ધિ, ધર્મ, અને સત્ય મેળવવાને માટેજ વરદાન માગ્યું. તમે પણ કદી સાંસારિક સુખની વસ્તુ મેળવવાની ઇચ્છા ન કરો. જ્યારે ઇચ્છા કરો ત્યારે બુદ્ધિ, ધર્મ અને સત્ય પ્રાપ્ત કવાનીજ ઇચ્છા કરો. એમાંજ સુખ છે અને એથીજ સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.

## ૪૭–પતિવ્રતાના ધર્મનું સામર્થ્ય

### (સતી સાવિત્રીની કથા)

મદ્ર દેશમાં અશ્વપતિ નામક એક રાજા રહેતા હતા. મોટી ઉંમર થઈ જવા છતાં તેમને કાંઈ સન્તાન ન થયું, ત્યારે તે ઘણાજ દુ:ખી થઈ સંતાનની પ્રાપ્તિને માટે તપ કરવા લાગ્યા. કેટલોક સમય વીતી ગયા પછી તેમને એક કન્યાની પ્રાપ્તિ થઈ. તેનું નામ તેમણે સાવિત્રી પાડ્યું. તે રાજકન્યા દિવસે દિવસે ચન્દ્રમાની પેઠે વધવા લાગી. જ્યારે સમય આવતાં સાવિત્રી

મોટી થઈ, ત્યારે રાજાને તેના વિવાહને માટે ચિન્તા થવા લાગી. અંતે રાજાએ સાવિત્રીને કહ્યું કે, "તુંજ તારે માટે અનુકૂળ પતિ શોધી લે." પિતાની આજ્ઞાથી સાવિત્રીએ પોતાને માટે પતિ શોધી કાઢયો. તેણે શાલ્વ દેશના રાજા દ્યુમત્સેનના પુત્ર સત્યવાન સાથે વિવાહ કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે પિતાને માલૂમ પડયું કે, પુત્રીએ સત્યવાનને પતિ બનાવવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે તેમણે નારદજીને સત્યવાનના ગુણદોષ સંબંધી પૂછ્યું. નારદજીએ કહ્યું કે, "એ બાળક ઘણો તેજસ્વી, બુદ્ધિમાન, સત્યવાન અને ક્ષમાશીલ છે. માતપિતાનો ભક્ત છે, સ્વરૂપવાન છે, વીર છે, દ્વેષરહિત છે, લજ્જા અને શીલવાળો છે; પરંતુ એક કસર છે. તે એક વર્ષ પછી મરી જશે."

આ વાત સાંભળી રાજાએ કહ્યું કે, "સાવિત્રી! તું તારે માટે કોઈ બીજો પતિ શોધી કાઢ; કારણ કે તેં નક્કી કરેલો પતિ તો એકજ વર્ષ પછી મરી જશે."

આ સાંભળી સાવિત્રીએ કહ્યું કે, "લાકડાની હાંડલી એકજ વખત ચડે છે. કન્યા એકજ વખત દેવાય છે અને દાન પણ એકજ વખત દેવામાં આવે છે. મેં નક્કી કરેલા પતિનું આયુષ્ય ચાહે થોડું હોય કે વધારે હોય; તે ચાહે ગુણવાન હોય કે ગુણરહિત; પરંતુ હું તો તેની સાથેજ વિવાહ કરીશ. મેં એક વખત તેને પતિ બનાવી લીધો, હવે બીજાને હું પતિ બનાવવાની નથી. મનથી નક્કી કરી વચન દ્વારા જે કહેવાય છે તેજ કર્મ દ્વારા કરી શકાય છે, એમાં મારું મનજ સાક્ષી છે.

રાજાએ પુત્રીને ઘણી રીતે સમજાવી પરંતુ તેણે એક

વાત માની નહિ. આ જોઈ નારદજીએ કહ્યું કે, " હે રાજા! આપની પુત્રીની બુદ્ધિ સ્થિર છે. એ આપનું કહેવું કદાપિ માનવાની નથી. જે ગુણ સત્યવાનમાં છે તે બીજા પુરુષોમાં ભાગ્યેજ મળી શકે છે, માટે એનો વિવાહ તેની સાથે કરવો સારો છે." રાજાએ પણ નારદજીનું કહેવું માની સાવિત્રીનો વિવાહ સત્યવાન સાથે કરી દીધો.

સાવિત્રીએ સાસરે જઈને પોતાનાં સાસુ, સસરા અને પતિની દરેક રીતે ઉચિત સેવા કરવા માંડી. નારદ મુનિનાં વચનોનું સ્મરણ કરી સાવિત્રી ક્યારેક ઘણી દુઃખી થતી હતી.

કેટલોક સમય વીતી ગયા પછી સત્યવાનના મરણનો સમય સમીપ આવ્યો. નારદનાં વચન પ્રમાણે સાવિત્રી રોજ દિવસો ગણ્યા કરતી હતી. જ્યારે તેણે જાણ્યું કે, આજથી ચોથે દિવસે સત્યવાનના પ્રાણ જવાના છે, ત્યારે તેણે કઠિન તપ કરવાનો આરંભ કર્યો. સાવિત્રીને કઠિન તપ કરતી જોઈ તેના સસરાએ કહ્યું કે, "પુત્રી, તારું આ તપ ઘણુંજ કઠિન છે. રાતદિવસ ભોજન વિના રહેવું એ ઘણુંજ અઘરું છે. એટલે આવી ઘોર તપશ્ચર્યા તું કર નહિ."

સસરાનાં એવાં વાક્યો સાંભળી સાવિત્રીએ કહ્યું: "પિતાજી! આપ કોઈ પ્રકારનો સંદેહ ન કરો. હું આ વ્રત પૂરું કરીશ. આપ દુઃખી થાઓ નહિ. સઘળાં કામ સાહસ અને ઉદ્યોગથીજ પૂરાં થાય છે. ઉદ્યોગ એજ સઘળાં કાર્યોનું મૂળ છે. હું ઉદ્યોગથીજ આ વ્રત પૂરું કરીશ." સાવિત્રીનાં એ ઉચ્ચ અને ઉપદેશપૂર્ણ વાક્યો સાંભળી રાજા ચૂપ રહ્યા.

ત્રણ દિવસો વીતી ગયા પછી ચોથે દિવસે જ્યારે સત્યવાનના મરણનો સમય આવ્યો, ત્યારે સાવિત્રીએ વિધિપૂર્વક ભગવાનની પૂજા કરી અને પતિની મંગલ કામનાને માટે વારંવાર પ્રાર્થના કરી. સાસુ, સસરા અને બ્રાહ્મણોને હાથ જોડી પ્રણામ કર્યા અને સર્વે લોકોનો આશીર્વાદ મેળવ્યો કે, "તારું સૌભાગ્ય સદા અચલ રહો."

વ્રત પૂરું થયા બાદ સાસુ-સસરાએ પ્રીતિપૂર્વક સાવિત્રીને કહ્યું કે, "તારું વ્રત હવે પૂરું થઈ ગયું છે માટે ચાલ હવે ભોજન કરી લે.' સાવિત્રીએ જવાબ આપ્યો કે, "સૂર્યનો અસ્ત થયા પછી જ્યારે મારી કામના પૂરી થશે ત્યારે હું ભોજન કરીશ; એ મારી પ્રતિજ્ઞા છે."

જે સમયે સાવિત્રી આવું કહી રહી હતી, તે સમયે સત્યવાન ખાંધ પર કુહાડી મૂકી વનમાં ચલ્યો. સાવિત્રીએ પતિને એકલાજ વનમાં જતા જોઈ કહ્યું કે, "આપ એકલાજ વનમાં ન જાઓ, હું આપની સાથે આવું છું. હું આજે આપને એકલા નહિ જવા દઉં." સત્યવાને જણાવ્યું: "પ્રિયે, વ્રતને લીધે તું ભૂખી તથા થાકેલી છે, એટલે તારે મારી સાથે આવવું યોગ્ય નથી. તેમ છતાં તારી ઇચ્છા મારી સાથે આવવાનીજ હોય તો માતાપિતાની આજ્ઞા લઈ આવ કે જેથી મને દોષ લાગે નહિ."

પતિનાં વાકય સાંભળી સાવિત્રી સાસુ-સસરાની પાસે ગઈ; તેમને પ્રણામ કર્યા અને પતિની સાથે વનમાં જવાની આજ્ઞા માગી. સાસુ-સસરાએ ઘણીજ ખુશીથી તેને આજ્ઞા આપી; એટલે પતિની સાથે તે વનમાં ચાલી. પતિનું મૃત્યુ સમીપ

આવેલું જાણી તેના હૃદયના ટુકડેટુકડા થઈ જતા હતા. સત્યવાને વનમાં જઈ ફળ—ફૂલ તોડયાં અને પછી લાકડાં કાપવા લાગ્યો. લાકડાં કાપતાં કાપતાં પરિશ્રમથી તેના શરીરે પરસેવો વળી ગયો અને તેના માથામાં દુઃખ થવા લાગ્યું. ત્યારે તે પોતાની પત્ની સાવિત્રીની પાસે આવ્યો અને થાકીને કહેવા લાગ્યો કે, "પ્રિયે! પરિશ્રમ કરવાથી મારા માથામાં પીડા થવા લાગી છે, મારાં સઘળાં અંગ તૂટે છે અને મારાથી બેસી શકાતું નથી; માટે મને સૂઈ જવા દે." એટલું બોલી એ ત્યાંજ સૂઈ ગયો. સાવિત્રીએ સત્યવાનનું માથું પોતાના ખોળામાં લીધું. નારદજીની વાતનું સ્મરણ કરી એણે એ દિવસ અને મુહૂર્ત મેળવી જોયું. એકજ ક્ષણ પછી એણે એક પુરુષને આવતો જોયો. તેનું સ્વરૂપ ઘણું ભયંકર હતું. તેણે લાલ વસ્ત્ર પહેરેલાં હતાં અને દાંત કાળા તથા આંખો લાલ હતી. તેના હાથમાં એક દોરી હતી. સત્યવાનની પાસે બેઠેલી તે સાવિત્રીએ પુરુષને આવતો જોઈ, પોતાના પતિનું માથું ખોળામાંથી નીચે મૂકી ધીરે ધીરે ઊઠીને ઊભી થઈ; અને હાથ જોડી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું કે, "મહારાજ! મને લાગે છે કે, આપ કોઈ દેવતા છો. કારણ કે આવું શરીર માણસોનું હોતું નથી. તો આપ કહો કે, આપ કોણ છો અને અહીં શા માટે આવ્યા છો?"

યમદેવે કહ્યું: "હે સાવિત્રી! તું પતિવ્રતા અને તપસ્વિની છે; એટલા માટે તને કહું છું કે, હું યમરાજ છું. તારા પતિ સત્યવાનનું આયુષ્ય પૂરું થઈ ગયું છે, જેથી આજ હું એને લેવા માટે આવ્યો છું."

સાવિત્રીએ કહ્યું: "મહારાજ! મેં સાંભળ્યું છે કે, મનુષ્યોને લેવા માટે તો આપના દૂત આવે છે. તો પછી આજે આપ જાતે જ કેમ આવ્યા?"

યમે કહ્યું: "હે સાવિત્રી! ધર્માત્મા પુરુષને લેવા માટે મારા દૂત નથી આવતા, હું જાતે જ આવું છું. તારો પતિ સત્યવાન, મહાન ધર્માત્મા અને ગુણવાન છે. એને મારા દૂતો લઈ જાય એ યોગ્ય નથી એટલે હું જાતે આવ્યો છું."

એમ કહીને યમરાજા સત્યવાનનો જીવ કાઢી લઈ દક્ષિણ તરફ ચાલ્યા. દુઃખથી વ્યાકુળ પતિવ્રતા સાવિત્રી પણ તેમની પાછળ પાછળ ચાલી.

સાવિત્રીને પોતાની પાછળ પાછળ આવતી જોઈ યમરાજ બોલ્યા: "હે સાવિત્રી! તારા પતિની સાથે જ્યાં સુધી આવવું તારે યોગ્ય હતું ત્યાં સુધી તું આવી ગઈ; હવે તું તારા પતિના ઋણથી મુક્ત થઈ છું. એટલે હવે તારે અહીંથી પાછા ફરવું જોઇએ. જાઓ, એની ઉત્તરક્રિયા વગેરે કરો."

સાવિત્રીએ કહ્યું: "મારા પતિને જ્યાં કોઈ લઈ જાય અથવા તો એ પોતે જાય ત્યાં મારે જરૂર જવું જોઇએ. એજ સનાતન ધર્મ છે. તપ, ગુરુભક્તિ, પતિસ્નેહ, વ્રત અને આપની કૃપાથી હું દરેક જગાએ જઈ શકું તેમ છું. મારી ગતિ કોઈ પણ ઠેકાણે રોકાય એમ નથી. પંડિતો સાત પગલાં સાથે ચાલનારને મિત્ર કહે છે. પરન્તુ—"

સાવિત્રી કંઈક વધારે બોલવા ચાહતી હતી, તેને વચમાં

જ અટકાવીને યમરાજે કહ્યું: "સાવિત્રી! તારા સ્પષ્ટ કથનથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. માટે સત્યવાનના જીવન સિવાય તારી ઇચ્છામાં આવે તે વરદાન તું માગી લે. હું તને ખુશીથી આપીશ."

સાવિત્રીએ કહ્યું: "મહારાજ! મારા સસરા અંધ થઈ ગયા છે, તે ફરીથી દેખતા થાય; એ વરદાન મને આપો."

યમરાજાએ પ્રસન્નતાથી "યથાસ્તુ" કહ્યું અને પછી તેમણે આગળ ચાલવા માંડ્યું. સાવિત્રી પણ તેમની પાછળ પાછળ જતી હતી. જ્યારે યમરાજે ફરીથી પાછું જોયું અને તેને આવતી જોઈ, ત્યારે એ બોલ્યા: "સાવિત્રી! તું ઘણીજ દૂર ચાલી આવી છે એટલે તું થાકી ગઈ હશે. હવે અધિક પરિશ્રમ કર નહિ અને ઘર તરફ પાછી જા."

સાવિત્રીએ કહ્યું: "હે દેવરાજ! પતિની સાથે આવતાં મને થાક જણાતો નથી. કેમકે પતિ એજ મારું સર્વસ્વ છે. જેથી આપ મારા પતિને જ્યાં લઈ જશો ત્યાં હું આવીશ. મહારાજ! સજ્જનોની સાથેનો એક વખતનો સમાગમ પણ ઉત્તમ છે. સજ્જનો સાથે મિત્રતા કરવી એ એથી વધારે ઉત્તમ છે. સજ્જનોનો સત્સંગ કરવો નિષ્ફળ થતો નથી; એટલા માટે હંમેશ સજ્જનોની સાથેજ રહેવું જોઇએ."

સાવિત્રીની વાત સાંભળી યમરાજે કહ્યું: "તારી વાતો મનને લલચાવનારી, બુદ્ધિ વધારનારી અને હિત કરનારી છે. એટલે સત્યવાનના જીવિત વિના ઇચ્છા હોય તે માગી લે."

આ સાંભળી સાવિત્રીએ કહ્યું કે, "મારા સસરાનું રાજ્ય

જતું રહ્યું છે, તે તેમને પાછું મળે અને તે ધર્મનો કદી ત્યાગ કરે નહિ એવું વરદાન આપો."

"તથાસ્તુ." કહી યમરાજ આગળ વધ્યા. તો પણ સાવિત્રી તો તેમની પાછળ પાછળજ જવા લાગી. અને ઘણે દૂર સુધી ચાલી ગઈ. ત્યારે વળી યમરાજે કહ્યું: "દેવી! તું શા માટે દુઃખ ઉઠાવી રહી છે? ઘેર પાછી જા." પરન્તુ સાવિત્રીએ પોતાના મધુર ભાષણથી યમરાજને પ્રસન્ન કરી ત્રીજું વરદાન પણ મેળવ્યું કે, "મારા પિતાને સો પુત્રો થાય." અને તે પછી એક ચોથું વરદાન પણ એ મેળવ્યું કે, "સત્યવાનથી મને સો પુત્રો થાય."

ચોથું વરદાન મેળવી સાવિત્રીએ કહ્યું: "મહારાજ! મને પુત્ર થવાનું વરદાન તો આપે આપ્યું, પરંતુ મારા પતિને તો આપ લઈ જાઓ છો! એ શું કહેવાય?" સાવિત્રીની એ વાત સાંભળી યમરાજે તેના પતિને જીવતો કરી દીધો.

એ પ્રકારે તપ અને બુદ્ધિબળ દ્વારા યમરાજ પાસે તેણે પોતાના પતિને ફરીથી જીવન અપાવ્યું. સત્યવાન જીવન પામીને ઊઠયા પછી સાવિત્રી તેની સાથે પોતાને ઘેર આવી. એના સસરાનો અંધાપો દૂર થઈ ગયો હતો અને તે દેખતા થઈ ગયા હોવાથી બન્ને જણ આનંદ પામ્યાં.

સાવિત્રીએ પોતાની સઘળી વાત સાસુ-સસરાને કહી સંભળાવી; ત્યારે સસરાએ જાણ્યું કે, "વહુના પ્રતાપથીજ હું દેખતો થયો અને રાજ્ય પણ મળી ગયું." સાવિત્રીને અને તેના પિતાને યમરાજાએ આપેલા વરદાન મુજબ પુત્રો પણ થયા. એ પ્રમાણે સાવિત્રીએ પોતાનાં બન્ને કુલોનો ઉદ્ધાર કર્યો.

# ૪૮–કુસંપનાં માઠાં ફળ

( બે પક્ષીઓ અને પારધીની કથા )

એક સમયે એક પારધીએ પક્ષીઓને પકડવા માટે જાળ પાથરી. ક્યાંઈક સ્થળેથી બે પક્ષીઓ આવ્યાં અને તે જાળની વચ્ચે પડેલા દાણા ખાવા લાગ્યાં. પરંતુ પાછળથી તેમને માલૂમ પડ્યું કે, દાણાની લાલચથી અમે આ જાળમાં ફસાઈ ગયાં છીએ, એટલે તેઓ એ જાળ લઇને ઊડયાં; તેમ છતાં પારધી, તેમને જાળસહિત આકાશમાં ઊડતાં જોઈ દુ:ખી થયો નહિ. તે પણ તેમની પાછળ પાછળ દોડવા લાગ્યો. જે સમયે પારધી પક્ષીઓની પાછળ દોડતો જતો હતો, તે સમયે એક મુનિએ તેને જોયો. તેને આટઆટલી ઉતાવળથી દોડતો જોઈ મુનિએ તેને પૂછ્યું કે, "હે પારધી ! તું પગથી દોડે છે છતાં પક્ષીઓનો પીછો લે છે; આ જોઈ મને આશ્ચર્ય થાય છે !"

પારધીએ ઉત્તર આપ્યો: "મહારાજ ! આ બે પક્ષી મળીને મારી જાળ લઈ ઊડી જાય છે; પરંતુ જ્યારે એઓ પરસ્પરમાં ઝગડો કરશે ત્યારે હું તરતજ એમને પકડી લઈશ."

પારધીનું એ અનુમાન સાચું નીકળ્યું. થોડી વારમાંજ તે બન્ને પક્ષીઓ પરસ્પર લડવા લાગ્યાં. લડતાં લડતાં તેઓ પૃથ્વી ઉપર પડી ગયાં, ત્યારે પારધીએ તે બન્ને પક્ષીઓને જાળમાં ફસેલી સ્થિતિમાં, ક્રોધથી લડતાં જોયાં. ધીરે ધીરે તે એમની પાસે ગયો અને એમને પકડી લીધાં.

આ પ્રમાણે જે પોતાની જાતિ સાથે લડાઈ અને ઝગડો

કરે છે, તે ઉપર કહ્યા પ્રમાણે બે પક્ષીઓની માફક શત્રુને અધીન થઈ જાય છે. એકઠાં મળી ખાવુંપીવું, વાતચીત કરવી, કામ-કાજ પૂછવું અને પરસ્પરમાં મેળ રાખવો એ ઘણીજ જરૂરી વાત છે. પોતાની જાતિથી કદી વિરોધ કરવો ઉચિત નથી. જે જાતિના લોક એકમત થઈ સારી રીતે રહે છે અને વૃદ્ધોનો આદરસત્કાર કરે છે તે સદૈવ સુખમાં રહે છે.

---

# ૪૯–સાચી મિત્રતા

## ( ગાલવ મુનિ અને યયાતિ રાજાની કથા )

એક સમયે વિશ્વામિત્રના તપની પરીક્ષા લેવાને માટે ધર્મ-દેવ વસિષ્ઠનું રૂપ ધારણ કરી તેમની પાસે ગયા અને ભોજનની માગણી કરી. તે એજ સમયે ભોજન તૈયાર કરવા લાગ્યા; પરંતુ ધર્મે બીજા તપસ્વીઓને ત્યાં જઈ ભોજન લીધું. વિશ્વામિત્ર જ્યારે ભોજન બનાવી તેમની પાસે લાવ્યા, ત્યારે તેમણે કહ્યું કે, "મેં તો ભોજન કરી લીધું, હવે તમે અહીંજ રહો." એવું કહી પોતે ત્યાંથી ચાલ્યા ગયા. વિશ્વામિત્ર, તેમની આજ્ઞા-નુસાર ત્યાંજ ભોજનપાત્ર લઈ ઊભા રહ્યા અને તેમનો પ્રિય શિષ્ય ગાલવ તેમની સેવા–ચાકરી કરવા લાગ્યો. કેટલોક સમય વીતી ગયા પછી ધર્મ ફરીથી વસિષ્ઠનું રૂપ ધારણ કરી ભોજન કરવાની ઇચ્છાથી વિશ્વામિત્રની પાસે આવ્યા. ત્યાં આવતાંજ તેમને જણાયું કે, પહેલાંના ઠેકાણેજ વિશ્વામિત્ર ભોજન લઇને ઊભા રહ્યા છે. આ જોઈ ધર્મે પ્રસન્નતાથી ભોજન કર્યું અને

કહ્યું કે, "હે બ્રહ્મર્ષિ ! હું તમારા ઉપર ઘણોજ પ્રસન્ન થયો છું." એમ કહી તે ત્યાંથી વિદાય થઈ ગયા. વિશ્વામિત્ર પણ ધર્મનાં વચનથી ક્ષત્રિયભાવથી છૂટી, બ્રાહ્મણત્વ પામી ઘણા ખુશી થયા. પછી પોતાના તપસ્વી શિષ્ય ગાલવની સેવાથી પ્રસન્ન થઈ વિશ્વામિત્રે કહ્યું કે, "હું તને આજ્ઞા આપું છું કે, હવે જ્યાં જવાની તારી ઇચ્છા હોય ત્યાં તું જા." પોતાના ગુરુનાં એ વચન સાંભળી ગાલવ મુનિ ઘણાજ ખુશ થયા અને બોલ્યા કે, "મહારાજ! મારે ગુરુદક્ષિણામાં આપને શું આપવું?"

ગાલવની સેવાથી વિશ્વામિત્ર ઘણાજ પ્રસન્ન થયા હતા. એટલે તેમણે કહ્યું કે, "તું તારે જા, હું તારા પર ઘણોજ પ્રસન્ન છું." પરંતુ ગાલવે દક્ષિણા દેવાની હઠ લીધી. ત્યારે વિશ્વામિત્રે ક્રોધિત થઈ કહ્યું કે, "મને એવા આઠસો ઘોડા આણી આપ કે જે ચંદ્રમા સમાન સફેદ હોય અને જેનો એક કાન કાળો હોય. જા, હવે વાર નહિ લગાડ."

વિશ્વામિત્રની આ આજ્ઞા સાંભળી ગાલવને ઘણી ચિંતા થઈ. તેનું ખાવું, પીવું અને સૂવું બધું જતું રહ્યું. તે વિચાર કરવા લાગ્યો કે, "એવા વિચિત્ર ઘોડા ક્યાંથી લાવવા? હું તો તદ્દન નિર્ધન છું. હવે મારે જીવવુંજ વૃથા છે. હવે હું સમુદ્રપાર જઈ મારા પ્રાણ છોડી દઇશ. નિર્ધન મનુષ્ય ખાસ કરીને ઉત્તમ ફળ મેળવી શકતો નથી. જે એમ કહે છે કે, 'હું આમ કરીશ' અને પછી નથી કરતો તેનાં જપ, તપ અને ધર્મકર્મ નષ્ટ થઈ જાય છે. ધનહીન પાપી પુરુષનું જીવવું—મરવું બન્ને બરાબર છે."

એ પ્રકારે ગાલવ મુનિ પોતાના મનમાં ને મનમાંજ વિલાપ

કરી રહ્યા હતા, એટલામાં એમના મિત્ર ગરુડે દર્શન દીધાં. ગરુડે તેની ચિન્તાનું કારણ જાણી કહ્યું કે, "મિત્રનું કર્તવ્ય એ છે કે, ધન અથવા પરાક્રમથી પોતાના વહાલા મિત્રને સહાયતા કરવી. માટે તમે મારી સાથે ચાલો, હું કાર્યસિદ્ધિ માટે મારાથી બનતા બધાજ ઉપાય કરીશ."

પોતાના મિત્ર ગરુડનાં વચન સાંભળી ગાલવ મુનિ પ્રસન્ન થઈ તેની સાથે ચાલ્યા. એમને પોતાના મિત્ર યયાતિ રાજાની પાસે લઈ જવા માટે ગરુડ ત્યાંથી વિદાય થયા. રસ્તામાં એમણે થોડો સમય વૃષભ પર્વત પર મુકામ કર્યો. જ્યાં શાંડિલી નામની એક સ્ત્રી તપ કરી હતી. આ બન્નેએ તેને પ્રણામ કરીને તપ કરવાનું કારણ પૂછ્યું. તેણે તપસ્યાનું કારણ બતાવી કહ્યું કે, હું સર્વ લક્ષણોથી રહિત અને નિંદિત છું. કેવળ શુદ્ધ અને પવિત્ર આચરણ કરવાથીજ મેં આ પ્રકારની સિદ્ધિ મેળવી છે. સદાચારરૂપી વૃક્ષને ધર્મ અને ધન બંને ફળ લાગે લાગે છે. શુદ્ધ આચરણ રાખવાથી મનુષ્યને લાભ મળે છે."

એ તપસ્વિનીનો એ પ્રકારનો ઉપદેશ મેળવી, તેને અનેક ધન્યવાદ આપી ગરુડ ત્યાંથી વિદાય થયા, અને કેટલાક સમય પછી રાજા યયાતિને ત્યાં પહોંચ્યા. રાજાએ એ બન્નેનું સારું સ્વાગત કર્યું અને આવવાનું કારણ પૂછ્યું. એટલે ગરુડે કહ્યું કે, "હે રાજન્! આ તપસ્વી મારો પ્રાણપ્રિય મિત્ર છે. એનું નામ ગાલવ મુનિ છે, અને ઘણા સમય સુધી એ વિશ્વામિત્રના શિષ્ય તરીકે રહ્યો છે. મહર્ષિએ જ્યારે એને ઘેર જવાની આજ્ઞા આપી, ત્યારે ગુરુ પર ઉપકાર કરવાની ઇચ્છાથી એણે

તેમને કહ્યું: 'ભગવન્! જો આપની આજ્ઞા હોય તો આપને કંઇક ગુરુદક્ષિણા આપું.' વિશ્વામિત્ર જાણતા હતા કે, એની પાસે બહુ થોડું ધન છે. એટલે જ્યારે વારંવાર એણે ગુરુદક્ષિણા દેવાની હઠ કરી, ત્યારે તેમણે ક્રોધ કરી કહ્યું કે, 'મને ચંદ્રમા સમાન સફેદ અને કાળા કાનવાળા આઠસો ઘોડા આપ.' વિશ્વામિત્રની વાત સાંભળી તેમની માગણી પૂર્ણ કરવા માટે આપની સહાયતા મેળવવા એ આપની પાસે આવ્યા છે. એમની ઇચ્છા એવી છે કે, આપની પાસેથી ભિક્ષા માગીને ગુરુદક્ષિણા આપવી અને શોકથી રહિત થઈ શાન્તિપૂર્વક તપ કરવું. આપ એની ઇચ્છા પૂર્ણ કરવા યોગ્ય છો એ હું આપની પાસે લાવ્યો છું.'"

આ વચન સાંભળી રાજાએ વિચાર કરી ગરુડને કહ્યું કે, "મિત્ર! આજ મારો જન્મ સફળ થયો. તમે આજે આવીને મારું કુળ તથા દેશ પવિત્ર કરી દીધો. હવે હું તમને મારી સ્થિતિ બતાવું છું. હું પહેલાં જેવો ધનવાન હતો તેવો હાલમાં નથી. આજે મારો ખજાનો ખાલી થઈ ગયો છે. તો પણ આ તપસ્વીને હું નિરાશ કરવાનો નથી. એનું કાર્ય જેથી પૂરું થાય તે હું અવશ્ય કરીશ. કોઈ પુરુષ જ્યારે 'આપો' કહીને આશા કરે છે, ત્યારે તેની આશાનો નાશ કરવા માટે 'નથી' વચન કહેવા કરતાં વધારે પાપ બીજું કોઈ નથી. એટલે હું એ એક ઉપાય બતાવું છું. આપ મારી આ માધવી નામની કન્યાને લઈ જાઓ અને જે કોઈ આપને દક્ષિણાને માટે ઘોડા આપે તેની સાથે એનો વિવાહ કરી દેજો."

રાજા યયાતિનાં વચન સાંભળી ગાલવ મુનિ તે કન્યાને

લઈ ત્યાંથી વિદાય થયા. તે કેટલાય રાજાઓને ત્યાં ગયા. છેવટે એક રાજા પાસેથી ઘોડા મેળવી તેની સાથે માધવી કન્યાનો વિવાહ કરી દીધો. એ પ્રકારે ઘણું કષ્ટ ભોગવ્યા પછી ગાલવ મુનિએ વિશ્વામિત્રને ગુરુદક્ષિણા આપી.

પોતાના હિતની ઇચ્છા કરનારા પુરુષોએ મિત્રોની વાતો અવશ્ય સાંભળવી જોઈએ. કોઈ પણ પ્રકારે હઠને વશ થવું ઉચિત નથી; કેમકે હઠ કરવાથી નાશ થવાનો સંભવ છે.

સાચો મિત્ર તેજ કહેવાય કે જે સંકટ સમયે મિત્રને સહાયતા કરે. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પોતાની શક્તિ પ્રમાણે દાન જરૂર દેવું જોઇએ. રાજા યયાતિની પાસે ધન નહોતું તો પણ એ માટે તેણે કોઈ વાતનો સંકોચ ન કર્યો અને સાચેસાચું કહી દીધું કે, 'મારી પાસે ધન નથી, મારો ખજાનો ખાલી થઈ ગયો છે.' પોતાની પ્રતિષ્ઠા વધારવા અથવા તો બીજા કોઈ પણ કારણે કદી જૂઠું બોલવું નહિ અને મિત્રને પણ સમય આવ્યે સહાયતા જરૂર કરવી.

---

# ૫૦—માતાના ઉપદેશની અસર

## ( વિદુલા અને સંજયનો સંવાદ )

વિદુલા નામની એક રાજકન્યા હતી. તે વિદુષી, ક્ષત્રિયધર્મમાં પ્રેમી કંઇક ક્રોધી અને કઠોર સ્વભાવની હતી. તે અનેક શાસ્ત્રો ભણી હતી. તેના પુત્રનું નામ સંજય હતું. એક વખત

સિન્ધુરાજથી હાર પામીને તે ઉદ્યોગ અને ઉત્સાહરહિત થઈ ગયો. તેને દુઃખી અને નિરાશ દેખી માતાએ કહ્યું કે, "તું મારો પુત્ર નથી, તું મારે પેટ પેદા થયેલો નથી. કોણ જાણે ક્યાંથી તું કુલમાં કંટકરૂપ પેદા થયો ! તારી ગણતરી પુરુષોમાં થઈ શકતી નથી. તું હંમેશાંને માટે આશારહિત થઈ ગયો છે. અરે મૂર્ખ, જો તું તારું ભલું ચાહતો હોય, તો હજી પણ પુરુષોની માફક પુરુષાર્થનું કામ કર. થોડા સરખા લાભમાં પ્રસન્ન થઈ આ અજિત આત્માનું અપમાન ન કર. નિર્ભય રહે. ઉદ્યોગ અને ઉત્સાહથી તારા ચિત્તની શંકાઓ દૂર કર. તું જીવવાની આશા છોડી દઇને બહાદુરી કેમ બતાવતો નથી? આ સમય શત્રુઓથી હારીને સૂવાનો નથી. દીનતાનો આશરો લઈ સંસારમાં નિંદિત ન બન. ઘણા દિવસો સુધી ખરાબ રીતે પડી રહેવાને બદલે થોડા સમય માટે ઊઠીને પોતાનું બળ બતાવવું સોગણું સારું છે. મારો મત તો એવો છે કે, કોઈ પણ રાજાને ત્યાં અત્યંત કઠોર અથવા અત્યંત કોમળ સ્વભાવવાળો પુત્ર કદી પેદાજ ન થવો જોઇએ. વીર પુરુષ કદી પોતાના આત્માને હલકો થવા દેતો નથી. તે મનગમતી વસ્તુ પામે યા ન પામે, પરંતુ તેનો કદી શોક કરતો નથી; એટલુંજ નહિ, પ્રાણોની પણ આશા છોડી દઇને અંતિમ કર્તવ્ય–કર્મનો તે આરંભ કરે છે. એટલા માટે તું પણ તારા બાહુબળનો પરિચય આપ. ધર્મને છોડીને વ્યર્થ જીવવાથી લાભ શો છે? સંસારમાં કરેલાં કોઈ પણ અદ્ભુત અને મોટાં કામોની જે કોઈ વડાઈ કરતું નથી, તે જગતમાં કેવળ મૃત્યુ-

સંખ્યાને વધારનારજ કહેવાય છે. તે નથી તો સ્ત્રી ગણાતી કે નથી પુરુષ ગણાતો. તેની ગણતરી બાયલામાં થાય છે. દાન; તપસ્યા, સત્ય અથવા ધન પેદા કરવામાં જેનો યશ આ સંસારમાં ફેલાતો નથી, તે માત્ર માતાનો મેલ કહેવાય છે; તે કદાપિ પુત્ર કહી શકાતો નથી. જે પુરુષ શાસ્ત્રનું જ્ઞાન, તપસ્યા, ધન અને પરાક્રમ દ્વારા લોકોને જીતે છે, તેજ 'પુરુષ' કહેવાય છે. બાયલાની માફક તિરસ્કૃત, નિંદિત, અપયશ દેનારી અથવા દુઃખ ઉત્પન્ન કરનારી ભિક્ષાવૃત્તિનો સ્વીકાર કરવાની ઇચ્છા કદી કરવી જોઇએ નહિ. વંશનો નાશ કરનાર તથા કુળને કલંકિત કરનાર તને મારા ગર્ભમાં પુત્રરૂપે ધારણ કરી હું સાક્ષાત્ કલિયુગી માતા થઈ છું. મારા સિવાય બીજી કોઈ રાણી આવા ક્રોધ અને ઉત્સાહ વિનાના બળહીન કુપુત્રને કદી ગર્ભમાં ધારણ કરે નહિ. હે પુત્ર! તું ઉદ્યમરહિત ધુમાડામાં છુપા નહિ. તું ઉત્સાહરૂપી તેજથી પ્રકાશિત થા. જે પુરુષ સદા ક્ષમાજ કરે છે અને ક્રોધ કરતો નથી, તે પણ એક પ્રકારનો નર્બળ છે. સંતોષ, દયા અને ઉદ્યોગ ન કરવો તે તથા ભય એ લક્ષ્મીનો નાશ કરે છે. સંતોષી પુરુષ રાજ્ય આદિ મહાન ફળ કદી મેળવી શકતો નથી. માટે તું ઉપર કહેલા દોષોનો ત્યાગ કર અને લોખંડની સમાન નક્કર હૃદય કરીને પોતાનું રાજ્ય અને ધન મેળવવાનો ઉદ્યોગ કર. તું વિચાર કરીને જો તો ખરો કે, રાજકાજ અથવા પ્રજાપાલન કરવાથીજ રાજાની ભલાઈ છે; નહિ તો રાજા એ કોઈ ચીજ નથી. જે રાજા પોતાનાં સુખને છોડી રાજલક્ષ્મીની શોધ કરે છે તે ઘણોજ જલદી સુખી થાય છે અને પ્રજાને પણ સુખી કરે છે."

માતાનાં આ ઉપદેશભર્યાં પરંતુ કટુ વચન સાંભળી સંજયે કહ્યું કે, "જો તું મનેજ નહિ દેખે તો પછી તારે આ રાજ્ય, સુખ અને જીવવાથી શો ફાયદો છે?"

વિદુલાએ જવાબ દીધો: "બેટા! હું રાજ્ય અથવા સુખની ઇચ્છાને માટે આવું કહેતી નથી. મારા કહેવાની મતલબ તો એ છે કે, જે પ્રકારે પાકેલાં ફળવાળાં વૃક્ષોને આશરે રહી પક્ષીઓ પોતાનું જીવન વિતાવે છે; તેજ પ્રકારે પ્રાણીમાત્ર ભાગ્યવાનનો આશરો લઈ પોતાનું જીવન વિતાવે છે. તું એવોજ ભાગ્યવાન અને વિજયી બન. હે પુત્ર! જો આ અવસ્થામાં તું પુરુષાર્થ છોડી દઈશ, તો સત્વરે અધમ પુરુષની માફક નીચ ગતિએ પહોંચી જઈશ. ક્ષત્રિયકુલમાં જન્મ લઈ જે પુરુષ આ અસાર જીવનની ઇચ્છાથી પોતાની શક્તિ અનુસાર પરાક્રમ અથવા બળ પ્રકટ કરી પોતાનું તેજ પ્રકટ કરતો નથી, તેને બુદ્ધિમાન લોકો ચોરના જેવો સમજે છે. કદાચ તું એમ કહીશ કે, ઘણા માણસો સિન્ધુરાજને મદદ કરનારા છે—એ ઠીક છે—પરંતુ તેનાં આચરણ અને વ્યવહારથી કોઈ પ્રસન્ન નથી. પોતાની નિર્બળતાને લીધે અથવા ખાસ કરીને જીવિકાને લીધે વિવશ બની લોકો તેને કંઈ કહી શકતા નથી; બાકી મનથી તો બધાય તેનું ભૂંડું ચાહે છે. ઉદ્યોગ કરવાથી જરૂર તારો વિજય થશે. એટલા માટેજ હું વારંવાર તને ઉત્તેજિત કરું છું અને કરતી રહીશ. કેમકે તું એ વાત બરાબર સમજે છે કે, જે સાચી નીતિ પ્રમાણે કામ કરે છે, તેને બીજા માણસો પણ તેના એ કાર્યમાં મદદ કરે છે અને છેવટે તેના મનોરથ અવશ્ય પૂર્ણ

થાય છે. હે પુત્ર ! આમ બોલવાથી મારું સંચિત પુણ્ય ભલે નષ્ટ થઈ જાય અથવા તો રહે, પરંતુ તું યુદ્ધને માટે અવશ્ય ઉદ્યોગ કર. સંબર મુનિએ કહ્યું છે કે, 'આજ ઘરમાં અનાજ નથી, કાલે શું થશે?' એ ચિન્તા જેને સદા થયા કરે છે, એથી વધારે પાપી પુરુષની બીજી શી દશા થાય ? પતિ અને પુત્રના વધથી જે દુઃખ થાય છે, તે કરતાં પણ આ દુઃખ વધી જાય છે. ધન વિના ભિખારીઓને દાન કયાંથી અપાશે ? મારી પાસે જ્યારે કોઈ કાંઈ માગશે ત્યારે હું 'નથી' એમ શી રીતે કહીશ ? 'નથી' કહેતાં તો મારા હૃદયના એક વખત ટુકડે-ટુકડા થઈ જશે. આજ પહેલાં કદાપિ કોઇએ મારી પાસે કાંઇ માગ્યું હશે તો મેં 'ના' કહી નથી. સઘળા લોક આપણીજ આશા રાખતા હતા. હવે જો તારે બીજાને તાબે રહેવું પડશે તો બેટા ! હું મરી જઈશ. આ અપાર દુઃખસાગરમાંથી પાર લઈ જનારો તો હવે એક તુંજ છે. એટલા માટે કદાચ તારે ઘણું કષ્ટ ભોગવવું પડે, તોય વાંધો નહિ. જો તું તારા જીવવાની ઇચ્છા છોડી દે, તો સઘળા શત્રુઓને યુદ્ધમાં જીતી શકે."

સંજયે કહ્યું: "માલૂમ પડે છે કે, ઈશ્વરે ઘણાજ કઠોર લોખંડથી તમારું કઠિન હૃદય બનાવ્યું છે. હાય ! ક્ષત્રિયધર્મ કેવો વિચિત્ર છે, કે જેને કારણે તમે મને સાધારણ પુરુષ સમજી યુદ્ધના વિકરાળ જંગમાં જવા કહો છો. તમે મારાં સગાં મા છો, તો પણ ઓરમાન મા સમાન વચનબાણોથી મારું હૃદય વીંધી રહ્યાં છો. હું પૂછું છું કે, જ્યારે તમે મનેજ નહિ દેખો, તો આ આખું રાજ્ય, ભૂષણ, ભોગ, સુખ અને જીવવાથી કયું પ્રયોજ-

ન સિદ્ધ થશે ? પુત્રના મૃત્યુ પછી તમે જીવીને કરશોય શું ?

વિદુલાએ કહ્યું: "બેટા! બુદ્ધિમાન મનુષ્યોનાં સઘળ
કામ ધર્મ અને અર્થથી યુક્ત હોય છે. હું એ ધર્મ અને અ
તરફ ધ્યાન રાખી તને યુદ્ધ કરવા કહું છું. તારે પરાક્ર
બતાવવાનો આજ ખરો સમય ઉપસ્થિત થયો છે. આ સમ
તું જો તારા કર્તવ્ય-કર્મનું અનુષ્ઠાન નહિ કરે, તો ત
ધન, સંપત્તિ, યશ અને વડાઈ કાંઈ પણ નહિ મળે. તા
બૂરાઇ સાંભળી હું તેમાંથી બચવાનો ઉપાય ન બતાવું, ત
મારો પ્રેમ કરવો વૃથા છે. એવા પ્રેમને પંડિતો સામર્થ્
વિનાનો, વિનાકારણનો પ્રેમ અને નિરર્થક સ્નેહ કરવો કહે
ધર્મ અને અર્થ પ્રાપ્ત કર્યા વિના તેમજ સદાચારી થયા વિ
તમે કદી પણ મારી પ્રીતિને પાત્ર થઈ શકનાર નથી. જે લો
સારાં કર્મ અને વિદ્યાવિનયથી યુક્ત પુત્ર-પૌત્રાદિ ઉપર પ્રી
કરે છે, તેમની પ્રીતિજ સાચી પ્રીતિ છે. સિવાય જે પુર
ઉદ્યમ અને વિનયથી રહિત નીચ બુદ્ધિવાળા પુત્ર ઉપર પ્રી
કરે છે, તેના વચનનું ફળ નષ્ટ થઈ જાય છે. હે પુત્ર! તું
નક્કી જાણ કે, કેવળ યુદ્ધ અને જય મેળવવાને માટેજ સંસાર
મનુષ્યનો જન્મ થાય છે. યુદ્ધમાં પુરુષ ચાહે જીતે અથવા ત
માર્યો જાય, પરંતુ બન્ને પ્રકારે તેને સ્વર્ગ મળે છે. સંસાર
બુદ્ધિમાન પુરુષ ક્ષણિક વસ્તુ સાથે પ્રેમ કરતો નથી. જે ક્ષણિ
વસ્તુ હોય છે તે એક દિવસ તેના નાશનું કારણ બને છે."

સંજયે કહ્યું: "ઠીક મા, તો બતાવો. મારે તો ધન, બ
સહાય આદિ કાંઈ પણ નથી; પછી મારી જીત શી રીતે થ

શકે ? જો જીતવાનો કાંઈ ઉપાય તમે જાણતાં હો તો બતાવો."

વિદુલાએ કહ્યું: "બેટા ! 'મારી જીત નહિ થાય' એવો વિચાર કરી પ્રથમથીજ પોતાના આત્માને તુચ્છ નહિ સમજવો. કારણ કે સમય અનુકૂળ આવતાં નષ્ટ થયેલું ધન પણ ફરી મળી આવે છે અને ખરાબ સમય આવતાં પાસેના ધનનો પણ નાશ થાય છે. પૂરેપૂરો ઉપાય કરવાથી પુરુષની ચડતી અવશ્ય થાય છે. જે એમ વિચારે છે કે, કાર્ય થશે કે નહિ થાય, જે ડામાડોળ બની રહે છે, તેનું કામ પૂરું થતું નથી. એટલા માટે મનુષ્યે મનમાં એવો દૃઢ સંકલ્પ રાખવો જોઇએ કે, 'મારું કામ જરૂર પૂરું થશે.' એવો વિચાર કરવાથી મનુષ્યનો ઉત્સાહ વધે છે અને કામ કરવામાં બહુ મન લાગે છે. મન લગાડીને કામ કરવાથીજ એ કામ પૂરું થાય છે. માટે બેટા ! સંદેહ છોડી ઉત્સાહપૂર્વક, વીરતાથી શત્રુઓ સાથે યુદ્ધ કર. તારી જીત જરૂર થશે. મેં તને જે ઉપાય બતાવ્યા છે, તે પૂર્ણ કરવાને યોગ્ય હું તને જોઉં છું. તું ભારે શંકાઓ છોડીને કાર્ય પૂર્ણ કરવાને માટે યુદ્ધ કર. જે લોક તારા શત્રુથી નારાજ છે, તેઓ લાલચમાં ફસેલા છે. જે લોક એનાથી દુઃખી થયેલા છે, જેમનું તેણે અપમાન કરેલું છે અને જેઓ તેની સાથે રહી તારી સાથે લડવા ઇચ્છે છે, તે સઘળાને તું હોશિયારીથી મેળવી લે. પ્રથમ તે લોકોને ધન આપી પ્રસન્ન કર. પછી તેમની પાસેથી શત્રુના વિજય માટે સલાહ અને સહાયતા લે. જે જેની પાસે રહે છે, તે તેની કમજોરી વધુ જાણે છે. માટે તને તે લોકો દ્વારા શત્રુની કમજોરી માલૂમ પડી જશે અને એથી તને વિજય મેળવ-

વામાં ઘણી મદદ મળશે. મનુષ્ય ઉપર ગમે તેવાં દુઃખ આવે, પરંતુ તેથી વ્યાકુળ થવું અથવા ગભરાવું જોઇએ નહિ. જો મનમાં શંકા હોય તો તેનું ગુપ્ત રીતે નિવારણ કરવું જોઇએ. પોતાની શંકા સર્વની આગળ પ્રગટ કરી દેવાથી નુકસાન થાય છે."

માતાનો આ ઉપદેશ સાંભળી સંજયે યુદ્ધની તૈયારીઓ કરી અને થોડાક સમયમાં શત્રુ સાથે યુદ્ધમાં તે વિજયી થયો.

માતાના ઉપદેશની સંતાન ઉપર કેટલી અને કેવી સારી અસર થાય છે! બિલકુલ નકામા બાળકને પણ વિદુષી માતા કુશળ અને ઉત્તમ વીરપુરુષ બનાવી શકે છે. આ કથાના સંબંધમાં વ્યાસજી કહે છે કે:—

"જે પુરુષ એક વાર પણ આ કથાને ચિત્ત લગાવી સાંભળે છે, તે ઘણોજ જલદી શત્રુઓના નાશનો ઉપાય જાણી લે છે. જે સ્ત્રીઓ આ ઉપદેશ ધ્યાનપૂર્વક સાંભળશે, તે પરાક્રમી અને મહાન વીર પુત્રને જન્મ આપશે.

## ૫૧—રાજા ભગીરથની કથા

ઇક્ષ્વાકુ વંશમાં સગર નામનો એક રાજા થઈ ગયો. તેને બે રાણીઓ હતી. એ રાજા ઘણો પરાક્રમી અને શૂરવીર હતો. તેણે અનેક યજ્ઞો કરાવ્યા હતા. છેવટે તેણે અશ્વમેધ યજ્ઞ કરવાની તૈયારી કરી અને યજ્ઞને માટે ઘોડો છોડવામાં આવ્યો. તે ઘોડાનું ઇન્દ્રે હરણ કર્યું. તેની શોધ માટે રાજાના પુત્રો અને ઘણી સેના ગઈ, પરંતુ ઘોડાનો પત્તો કોઈ ઠેકાણે મળ્યો નહિ. સઘળા લોક

નિરાશ થઇને પાછા આવ્યા. પછી પાતાળ લોકમાં જઇને ઘોડો શોધવાની મસલત થઈ અને રાજા સગરના પુત્રો પાતાળમાં રવાના થયા. ત્યાં જઈ તેમણે જોયું કે, કપિલ મુનિ જ્યાં તપસ્યા કરી રહ્યા છે; ત્યાં–તેમની નજીકમાંજ ઘોડો બાંધેલો છે. રાજકુમારોએ ઘોડાને ઓળખી મનમાં વિચાર કર્યો કે, 'આજ અમારો ઘોડો ચોરી લાવ્યા છે અને અહીં લાવી બાંધી દીધો છે.' એથી ગુસ્સે થઈ ને તેઓ બધા કપિલ મુનિને મારવા લાગ્યા; એટલે કપિલ મુનિએ ક્રોધ પામી શાપ દીધો કે, "તમે અહીંજ ભસ્મ થઇ જાઓ." મુનિના શાપથી રાજા સગરના બધા પુત્રો ત્યાંજ ભસ્મ થઇ ગયા. આ સમાચાર જ્યારે સગર રાજાએ સાંભળ્યા, ત્યારે તેમણે અસમંજસના પુત્ર અંશુમાનને ઘોડો લઈ આવવા માટે મોકલ્યો. તેણે જઇને કપિલ મુનિને પ્રસન્ન કર્યા અને ત્યાંથી ઘોડો લઈ આવ્યો. ઘોડો આવી જતાં રાજા સગરનો યજ્ઞ સમાપ્ત થયો. સગર પછી અંશુમાન ગાદી પર બેઠો. તેને દિલીપ નામે પુત્ર થયો, કપિલમુનિના શાપથી ભસ્મ થયેલા પોતાના પૂર્વજોના ઉદ્ધારને માટે રાજા દિલીપે ગંગાજીને લાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તેનાથી એ કાર્ય પૂરું થયું નહિ. રાજા દિલીપ પછી તેના પુત્ર ભગીરથે ગંગાજી લાવવાનો પ્રયત્ન કર્યો અને તેનો મનોરથ સફળ થયો. ગંગાજી પૃથ્વી ઉપર આવ્યાં અને ભગીરથના પૂર્વજોનો ગંગાજી દ્વારા ઉદ્ધાર થયો. રાજા ભગીરથ પૃથ્વી પર ગંગાજીને લાવ્યા માટે તેનું નામ ભાગીરથી પડ્યું.

જાણ્યા વિના કપિલમુનિને ગુનેગાર ઠરાવવાથી સગરના પુત્રોનો નાશ થયો હતો. પરંતુ ભગીરથ રાજાએ પૂર્વજોનો

ઉદ્ધાર કરવાના કાર્યને ચાલુ રાખી અંતે તેમાં સફળતા મેળવી હતી. પૂર્વજો અધૂરું કામ છોડી ગયા હોય તે પૂરું કરવું એ પુત્રોનું મહાન કર્તવ્ય છે.

## પર—રાજા વિદુરની કથા

મહારાજા વિચિત્રવીર્યને ત્રણ પુત્ર હતા. તેમાં સૌથી મોટો ધૃતરાષ્ટ્ર અને સૌથી નાનો વિદુર હતો. વિદુર હતો તો દાસીપુત્ર પરંતુ ઘણો બુદ્ધિમાન, ચતુર, નિઃસ્પૃહી, નીતિજ્ઞ, દયાવાન અને ક્ષમાવાન હતો. તે વિદ્યા પણ ઘણી સારી શીખ્યો હતો. ધનુર્વિદ્યાનો પણ એ મોટો પંડિત હતો; પરંતુ તેણે કદી યુદ્ધ કર્યું નહોતું. તે હંમેશાં શાંતિપ્રિયજ રહ્યો હતો. તે હંમેશાં લોકોને ધર્મ—નીતિનો ઉપદેશ દેતો હતો. એનો વિવાહ દેવક રાજાની કન્યા પારસવીની સાથે થયો હતો. તે પણ ઘણી ગુણવતી અને સાધ્વી સતી હતી. વિદુર પાંડવોને વધારે ચાહતા હતા. દુઃખ પડતાં હમેશાં તેમને મદદ કર્યા કરતા. જ્યારે દુષ્ટ દુર્યોધને પાંડવોને લાખના ગૃહમાં બાળી મૂકવા ઇચ્છા કરી, ત્યારે વિદુરેજ તેમને ચેતવ્યા હતા, જેથી પાંડવો બચી ગયા. એ પ્રકારે કેટલીય વાર એમણે પાંડવોને મદદ કરી. દુર્યોધનને પણ એમણે ઘણો સમજાવ્યો કે, "ઘરઘરનો કલહ સારો નહિ. તમે અને યુધિષ્ઠિર આપસમાં પ્રીતિપૂર્વક રહો; આપસમાં લડવું ઝઘડવું સારું નથી, એથી કુળનો નાશ થઈ જાય છે." પરંતુ હઠીલા દુર્યોધને એમનું કહેવું કદી માન્યું નહિ.

જ્યારે પાંડવો વનવાસથી પાછા આવ્યા, ત્યારે તેમણે રાજ્ય પાછું મેળવવાનો પ્રયત્ન કર્યો. કૌરવોની પાસે જઈ શ્રીકૃષ્ણે એવી મહેનત કરી કે, જેથી યુદ્ધ કર્યા વિનાજ રાજ્યનો ભાગ પાંડવોને મળી જાય. પરંતુ તેમનો સઘળો ઉપાય નિષ્ફળ નિવડયો. અંતે યુદ્ધ કરવાનોજ નિશ્ચય થયો. મહારાજા ધૃતરાષ્ટ્રે પોતાના મંત્રી સંજયને પાંડવોના સમાચાર લાવવા મોકલ્યા. તેમણે ત્યાંથી પાછા આવી જે વાત કહી તેથી ધૃતરાષ્ટ્ર ઘણાજ વ્યાકુલ થયા. રાત્રે જ્યારે તેમને ઊંઘ આવી નહિ, ત્યારે તેમણે પોતાના ભાઈ વિદુરને બોલાવ્યા અને ઊંઘ ન આવવાનું કારણ પૂછ્યું. વિદુરે કહ્યું: "મહારાજ ! જે બળવાનોથી દબાઈ ગયો હોય, દુર્બળ હોય, નિર્ધન હોય, કોઈએ જેનું ધન ચોરી લીધું હોય અથવા કામી હોય કે ચોર હોય—એટલાંને ઊંઘ આવતી નથી. આ દોષોમાંથી આપને કોઇ દોષે દબાવ્યા તો નથી ને ?" આ પ્રકારનાં ધર્મયુક્ત વચનો સાંભળી ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું: "હું તમારી પાસેથી કંઈક ઉપદેશ સાંભળવા માગું છું; કેમકે આ રાજવંશમાં માત્ર તમેજ એક નીતિ જાણનારા પંડિત છો."

ધૃતરાષ્ટ્રના કહેવાથી વિદુરે તેમને જે ઉપદેશ કર્યો, તેનું નામ વિદુર—નીતિ છે. એ ઉપદેશનો કેટલોક સારાંશ અહીં આપવામાં આવે છે.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "પંડિત કોણ કહેવાય ?" ત્યારે વિદુરે જવાબ દીધો: "જે ઈશ્વરને જાણતો હોય, સારાં સારાં કામ કરતો હોય, સહનશીલ હોય, હમેશાં ધર્મ કરતો હોય, લોભી

હોય નહિ, ખરાબ કામ ન કરતો હોય અને જે નાસ્તિક ન હોય, તે પંડિત કહેવાય છે."

"ક્રોધ, અહંકાર, લજ્જા, ધૈર્ય અને અહંભાવ એ જેને લોભાવતાં નથી તે પંડિત કહેવાય છે."

"જેના વિચારો તથા નક્કી કરેલાં કામો કોઇ જાણતું નથી અને કામ પૂરું થતાંજ તેની ખબર સૌને પડે; તે પંડિત કહેવાય છે."

"જેનાં કામને ટાઢ તડકા, ડર અથવા નિર્ધનતા કાંઈ બગાડી શકતું નથી, તે પંડિત કહેવાય છે."

"જેની બુદ્ધિ ધર્મ અને અર્થની પાછળ પાછળ ચાલે છે, જે પોતાની શક્તિ પ્રમાણે કામ કરે છે, જે કોઈનું અપમાન કરતો નથી, જે લાંબા સમય સુધી કહેલી વાત સાંભળે છે અને જલદી સમજી લે છે તેમજ સમજીને કામ કરે છે; જે વિના પૂછયે બોલતો નથી, જે ચીજ મળી શકે એવી ન હોય તેની ઇચ્છા કરતો નથી, જે શોક કરતો નથી અને વિપત્તિમાં ગભરાતો નથી તે પંડિત કહેવાય છે."

"જે નિશ્ચય કરીને કામનો આરંભ કરે છે, વિઘ્ન પડવા છતાં કામને વચ્ચેથી છોડી દેતો નથી; જે પોતાનો સમય વ્યર્થ ગુમાવતો નથી અને જેનું મન કાબૂમાં છે તે પંડિત કહેવાય છે."

"જે આદરસત્કારથી પ્રસન્ન થતો નથી અને અનાદરથી

દુઃખી થતો નથી, જે શાસ્ત્રને અનુસરીને ચાલે છે અને જે મોટાંની મર્યાદા તોડતો નથી તે પંડિત કહેવાય છે."

આ પ્રમાણે પંડિતનાં લક્ષણો સાંભળી લીધા પછી ધૃતરાષ્ટ્રે વિદુરને મૂર્ખનાં લક્ષણો પૂછયાં એટલે વિદુરે જણાવ્યું કેઃ—

"જે ભણ્યો ન હોવા છતાં પોતાને પંડિત માનતો હોય, દરિદ્રી હોવા છતાં મોટા મોટા મનોરથ કરતો હોય અને કામ કર્યા વિનાજ તેનું ફળ ચાહતો હોય તેને મૂર્ખ કહે છે."

"પોતાનો અભિપ્રાય છોડી જે બીજાના અભિપ્રાય પ્રમાણે ચાલે છે; જે મિત્રની સાથે કપટનો વ્યવહાર કરે છે અને બળવાન સાથે શત્રુતા કરે છે તેને મૂર્ખ કહે છે."

"જે શત્રુને મિત્ર બનાવે અને મિત્રને શત્રુ બનાવે તથા જે મિત્રને નુકસાન કરે અને ખરાબ કામ કરે તેને મૂર્ખ કહે છે."

"જે નોકરો પાસેજ કામ કરાવે અને પોતે કાંઇ ન કરે, જે સારાં કામ કરવામાં વાર લગાડે અને સારા મિત્ર સાથે પ્રેમ ન રાખે તેને મૂર્ખ કહે છે."

"જે વિનાબોલાવ્યે જાય, વિનાપૂછયે બકે, વિશ્વાસ ન કરવા યોગ્ય મનુષ્યનો વિશ્વાસ કરે, જે બીજાને દોષ દે અને પોતે તેવાંજ બૂરાં કામ કરે અને જે વિનાકારણ ગુસ્સો કરે, તેને મૂર્ખ કહે છે."

"મનુષ્ય એકલોજ પાપ કરે છે અને તે એકલોજ ભોગવે છે. તેના સઘળા સાથી છૂટી જાય છે. પાપ કરનારનેજ પાપ લાગે છે.

"સારું સારું ભોજન એકલાંજ ન ખાવું, રસ્તામાં એકલાં ન ચાલવું અને ઘણા સૂતેલા મનુષ્યોમાં એકલા જાગવું નહિ. સંસારરૂપી સમુદ્ર પાર કરવાને માટે નૌકા સમાન એક સત્યજ છે, માટે એનો આશ્રય લેવો."

"ક્ષમાવાન પુરુષોમાં એકજ દોષ છે, બીજો નહિ—અર્થાત્ જ્યારે તે ક્ષમા કરે છે ત્યારે મૂર્ખ માણસો તેને અસમર્થ ગણે છે,—

ક્ષમાવંતને જોઈ, લોક કહે અસમર્થ છે,
પણ તે દોષ ન હોઈ, ક્ષમા મહાધન જાણીએ.

"એટલા માટે એ દોષને લીધે ક્ષમાવાનનો અનાદર કરવો નહિ, કેમકે ક્ષમા એ મહાન બળ છે. ક્ષમા એ સમર્થ મનુષ્યોના ગુણ અને અસમર્થોનું ભૂષણ છે. ક્ષમા દ્વારા દરેકને વશ કરાય છે. એવું કોઈ કામ નથી કે જે ક્ષમા દ્વારા સિદ્ધ ન થાય. જેના હાથમાં શાન્તિરૂપી તલવાર છે તેને વેરી શું કરી શકે એમ છે? ક્ષમા એજ શાન્તિ છે, વિદ્યા એજ પરમ સંતોષ છે, કોઇને સતાવવું નહિ એજ પૂરેપૂરું સુખ છે અને ધર્મ એજ કલ્યાણ આપનાર છે." વિદુરે કહ્યું: "મહારાજ! મારો તો એજ સિદ્ધાન્ત છે કે, ખરાબ ચરિત્રવાળાના વંશ અથવા તો કુલનું કાંઇ ઠેકાણુંજ નથી હોતું; જે નીચ હોવા છતાં પણ સારાં કામ કરે તે વખાણને પાત્ર છે; જે બીજાનાં ધન, રૂપ, બલ, સુખ, સુંદરતા અને આદરને દેખી બળ્યા કરે છે તેના રોગની તો કાંઈ દવાજ નથી. મૂર્ખ મનુષ્ય પોતાના મનને વશમાં કર્યા વિનાજ પોતાનાં કુટુંબીઓને વશ કરવા ચાહે છે

અને જે કુટુંબીઓને વશ કર્યા વિના શત્રુને જીતવા ચાહે છે, તેનો ઘણોજ જલદી નાશ થઈ જાય છે. જે સૌથી પ્રથમ પોતાનું મન જીતે છે અને પછી પોતાનાં કુટુંબીઓને વશ કરે છે, તે શત્રુઓને જીતી શકે છે. મૂર્ખ પોતાનાં ખરાબ વચનોથી શત્રુઓને દુઃખ પહોંચાડે છે; બોલનાર પાપી થાય છે અને મૂર્ખનાં કટુ વચન સાંભળી સહન કરનાર પાપથી છૂટી જાય છે. પતિની સેવા કરવી એ સ્ત્રીઓનું અને ક્ષમા કરવી એ પંડિતોનું સૌથી ઉત્તમ ગણાય એવું બળ છે."

"મહારાજ! વચન પર કાબૂ રાખવો એ ઘણુંજ કઠિન કામ છે. કોઈ મનુષ્ય ઘણા દિવસો સુધી અર્થયુક્ત સારાં સારાં વચન કહી શકતો નથી. મીઠી વાણી કલ્યાણ વધારે છે અને એજ વાણી કડવી થતાં અનર્થ પેદા કરે છે. કુહાડીથી કપાયલું વૃક્ષ ફરીથી વધે છે અને બાણનો ઘા ફરીથી પુરાઇ જાય છે; પરંતુ વચન લાગવાથી જે ઘા લાગે છે તે કદાપિ રુઝાતો નથી. બાણની ફાંસ કાઢી શકાય છે પણ વચનની ફાંસ કદી નીકળતી નથી; કારણ કે તે હૃદયમાં ખૂંપી જાય છે. મુખમાંથી નીકળેલાં વચનરૂપી બાણો મનુષ્યના હૃદયમાં લાગી જાય છે. તેના ખટકવાથી મનુષ્ય રાતદિવસ વ્યાકુળ રહે છે. એટલા માટે દરેક સ્ત્રીપુરુષે એવાં બાણો કદાપિ ચલાવવાં જોઇએ નહિ."

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "વિદુર! લક્ષ્મી કયા ઉપાયે વધે છે?"

વિદુરે કહ્યું: "મહારાજ! લક્ષ્મી સારાં કામોથી આવે છે, ગંભીરતાથી વધે છે, સારાં કાર્યોમાં હોશિયાર થવાથી તેની

જડ જામે છે અને ઇન્દ્રિયોને જીતવાથી તે સ્થિર બની જાય છે.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "ક્યાં ક્યાં કામો કરવાથી માણસ પ્રસિદ્ધિ પામે છે?"

વિદુરે કહ્યું: "ઇન્દ્રિયોને જીતવાથી, વિદ્યા, પરાક્રમ અને શક્તિ પ્રમાણે દાન દેવાથી, તેમજ ઉપકાર કરનારાનો ઉપકાર માનવાથી મનુષ્ય પ્રસિદ્ધ થાય છે."

"ઇન્દ્રિયોને જીતવી, સત્ય બોલવું, કોમળતા અને દયાળુતા એ ચાર ગુણો સારા મનુષ્યોમાં સદા વાસ કરે છે. વિદ્યા ભણવી, દાન, પરોપકાર, સત્ય, ક્ષમા, દયા અને લોભ કરવો નહિ એ આઠ ગુણો મનુષ્યને મોટા હોદ્દા પર પહોંચાડે છે. આમાંના પહેલા ચાર પાખંડીઓ પાખંડને માટે પણ કરી શકે છે; પરંતુ આખરે તો એ ચાર કર્મો તેજ કરી શકે છે કે, જે શ્રેષ્ઠતાએ પહોંચવા ઇચ્છતો હોય અને જે ધર્માત્મા હોય. દિવસે એવાં કામ કરવાં જોઈએ કે, જેથી રાતના સુખે સુવાય. આઠ મહિના એવાં કામ કરવાં જોઇએ કે જેથી એક વર્ષ સુધી સુખે રહેવાય; બાલ્યાવસ્થામાં એવાં કામ કરવાં જોઇએ કે જેથી જુવાનીમાં સુખ મળે અને જુવાનીમાં એવાં કામ કરવાં જોઇએ કે જેથી ઘડપણ સુખમાં વીતે. અને જન્મભર એવાં કામ કરવાં જોઇએ કે જેથી મૃત્યુ પછી પણ સુખ મળે."

"આપણને જે ખરાબ વાત કહે તેને ઉત્તર પણ ન આપવો જોઈએ. ક્રોધને મારવાથી બૂરી વાતો કહેનાર પાછો પડે છે અને ક્ષમા કરનારનું તો ભલુંજ થાય છે. મનુષ્યે કદી પણ પોતાને મોઢે ખરાબ વાત ન કહેવી, કોઇનું અપ-

માન ન કરવું, અભિમાન ન કરવું, નીચની સેવા ન કરવી, મિત્રો સાથે વેર ન કરવું, નીનું કામ ન કરવું અને નકામી વાત ન બોલવી. કારણ કે ખરાબ વાત માણસનાં મન, હાડકાં અને પ્રાણને સુધ્ધાં બાળી મૂકે છે."

રાજાએ પૂછ્યું: "હે વિદુર! વાણીનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ?"

વિદુરે કહ્યું: "મનુષ્યે બહુ બોલવું એ સારું નથી. બહુ બોલવા કરતાં ન બોલવું સારું છે. બોલવા કરતાં પણ સત્ય બોલવું સારું છે, સત્ય છતાં મીઠાં વચન બોલવાં વધારે સારાં છે અને મીઠાં વચનો પણ ધર્મસહિત બોલવાં એ સૌથી સારું છે."

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "ઉત્તમ, મધ્યમ, નીચ અને અધમ પુરુષનાં લક્ષણો શાં છે?"

વિદુરે કહ્યું: "જે મનુષ્ય સઘળાંની ભલાઈ ચાહે છે, કદી કોઇનું બૂરું કરતો નથી, સત્ય બોલે છે, સરળતાપૂર્વક રહે છે અને દાન કરતો રહે છે તેને ઉત્તમ પુરુષ કહે છે. જે મતલબ વિના ઘણી ઘણી વાતો કહે, પ્રતિજ્ઞા લઈને તે પૂરી ન કરે, અને શત્રુનો સમય જોતો રહે તેને મધ્યમ પુરુષ કહે છે. જે સદા ખરાબ વાતો કહ્યા કરે, ક્રોધને વશ રહે, જેને લડાઇજ વહાલી લાગે, કરેલા ઉપકારને ન માને, જે કોઇનો મિત્ર ન હોય અને જે સદા દુષ્ટતાજ કરતો રહે, તે નીચ પુરુષ કહેવાય છે. જે કોઈમાં શ્રદ્ધા ન રાખે, પોતાનાં કરેલાં કામમાં પણ શંકા રાખે અને મિત્રોનો આદર ન કરે, તે અધમ પુરુષ કહેવાય છે.

હે મહારાજ ! મનુષ્યોએ સદા ઉત્તમ મનુષ્યોનીજ સંગતિ કરવી જોઇએ અને કામ કાઢી લેવાને માટે મધ્યમ પુરુષોની પાસે પણ ભલે જવું પડે; પરંતુ ભલાઈ ઇચ્છનારા પુરુષે નીચની પાસે તો કદી જવું નહિ. કેમકે મનુષ્યો ખરાબ માણસોના સંગથી ખરાબ થઈ જાય છે, તેમની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે અને એથી તેમની ઉન્નતિ પણ થતી નથી. જ્યારે તેમની ઉન્નતિ નથી થતી ત્યારે લોકો તેની પ્રશંસા પણ કરતા નથી અને પ્રશંસા ન થવાથી કુળનું ગૌરવ પણ નાશ પામી જાય છે."

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "હે વિદુર! મોટું કુળ કયું કહેવાય છે?"

વિદુરે કહ્યું: "હે મહારાજ! જે કુળોમાં તપ, ઇન્દ્રિયોને જીતવી, વેદોનું પઠન, ઉત્તમ વિવાહ અને સદા દાન—હોમ થતાં રહેતાં હોય, તે ઉત્તમ કુળ કહેવાય છે. જે કુળમાં ખરાબ મનુષ્ય જન્મતા નથી, જે કુળમાં જન્મેલા મનુષ્યો જૂઠું બોલતા નથી અને પોતાના કુળની મર્યાદા સાચવી રાખે છે, તેજ ઉત્તમ કુળ કહેવાય છે. જે ઉત્તમ કુળમાં હોમ થતો નથી, વેદ ભણાતા નથી અને ઉત્તમ રીતથી વિવાહ થતો નથી તે પ્રતિષ્ઠિત કુળ પણ નીચ બની જાય છે. જે કુળમાં ધનધાન્ય સર્વ કાંઈ હોય પરંતુ તે વંશમાં જન્મેલાં મનુષ્યોનાં ચરિત્ર સારાં ન હોય તેની ગણના ઉત્તમ કુળમાં થઇ શકતી નથી. જે કુળોમાં ધન તો થોડુંજ હોય પરંતુ મનુષ્યોનાં ચરિત્ર સારાં હોય, તે ઉત્તમ કુળોમાં ગણી શકાય છે. ધન આવે છે અને ચાલ્યું જાય છે; પરંતુ ચરિત્ર નષ્ટ થવાથી તો માણસાઇનો નાશ થઇ જાય છે. માટે ઘણીજ સાવધાનીથી મનુષ્યે પોતાના ચારિત્ર્યની રક્ષા કરવી જોઇએ."

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "હે વિદુર! વેદોમાં મનુષ્યની ઉંમર સો વર્ષની લખી છે, છતાં સઘળાં મનુષ્યો સો વર્ષ સુધી કેમ જીવતાં નથી? એવું કયું કારણ છે કે જેથી મનુષ્યનું આયુષ્યનું આયુષ સુધ્ધાં ઘટી જાય છે?"

વિદુરે કહ્યું: "હે મહારાજ! ઘણું અભિમાન કરવાથી, ઘણો વિવાદ કરવાથી, કોઈની વસ્તુ લઇને પાછી ન આપવાથી, વિનાકારણ ક્રોધ કરવાથી, પોતાનીજ ભલાઈનો વિચાર કરવાથી અને મિત્રો સાથે વેર કરવાથી આયુષ્ય ઘટી જાય છે. મનુષ્યના આયુષ્યને કાપી નાખનારી આ છ તીક્ષ્ણ ધારવાળી તલવારો છે. મનુષ્યને મોત મારતું નથી, પરંતુ આ છ ચીજોજ મારે છે. વળી વિશ્વાસઘાત કરવાથી, પરસ્ત્રીગમન કરવાથી તથા શરાબ વગેરે પીવાથી પણ માણસનું આયુષ ઘટી જાય છે.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું: "બ્રહ્મચર્ય કોને કહે છે?"

વિદુરે જણાવ્યું: "જ્યારે મનુષ્ય ગુરુને ઘેર જઈ નિષ્કપટભાવે તેની સેવા કરે અને વિદ્યા ભણે, ત્યારે તે સમયના કામને બ્રહ્મચર્ય કહે છે. એ વ્રતને પાલન કરનાર સદા સુખી રહે છે. શિષ્યે પવિત્ર તથા સાવધાન બની સદા ગુરુની સેવા કરવી. ગુરુ પાસે અભિમાન કરવું નહિ અને કોઈના ઉપર ક્રોધ ન કરવો, એ બ્રહ્મચર્યનું પહેલું લક્ષણ છે. જે પવિત્ર વિદ્યાર્થી ગુરુની સેવા કરી વિદ્યા ભણે છે તેજ વિદ્વાન થાય છે. વિદ્યા પ્રાપ્ત કરવી એ બ્રહ્મચર્યનું પહેલું ચરણ છે. મન, કર્મ અને બુદ્ધિથી ગુરુની સેવા કરવી એ બ્રહ્મચર્યનું બીજું ચરણ છે.

વિદ્યા ભણ્યા પછી તેનાથી જે કાંઈ સુખ અને આનંદ પ્રાપ્ત થાય તેને એમ માનવું કે, એ બધું ગુરુની કૃપાથીજ પ્રાપ્ત થયું છે, એ બ્રહ્મચર્યનું ત્રીજું ચરણ છે. વિદ્યા સમાપ્ત થઈ ગયા પછી ગુરુદક્ષિણા આપ્યા વિના જવું જોઈએ નહિ અને ગુરુને આપેલું ધન પોતેજ આપ્યું છે એમ સમજવું જોઇએ નહિ, એ બ્રહ્મચર્યનું ચોથું ચરણ છે. બ્રહ્મચર્યનું પહેલું ચરણ ગુરુને ઘેર રહેવાથી, બીજું ગુરુની સેવાથી, ત્રીજું ઉત્સાહથી અને ચોથું શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે."

વિદુરની કથા શિખામણથી પરિપૂર્ણ છે. એણે કહેલો ઉપરનો ઉપદેશ અણમૂલ છે. એ દરેકનું ધ્યાનપૂર્વક સ્મરણ રાખવું એજ શિખામણ છે. પોતાની ભલાઈ ઇચ્છનારાએ વિદુરનાં ઉપર કહેલાં વાક્યો વારંવાર વાંચી હંમેશાં એનું મનન કરવું જોઈએ અને એનો અમલ કરવો જોઈએ.



# કેટલાંક મનન કરવા જેવાં સૂત્રો

(૧) આત્મેચ્છાને ત્યજી દઇને જે ઈશ્વરેચ્છાને અનુસરે છે તેજ પંડિત કહેવાય છે.

(૨) ઈશ્વર સર્વજ્ઞ છે, એટલે તે સઘળું જાણી જોઇ શકે છે.

(૩) પારકી આશ સદા નિરાશ.

(૪) બીજાને ઉપકાર કરવો એજ પુણ્ય.

(૫) બીજાને પીડા કરવી એજ પાપ.

(૬) ક્ષમા એ વીર માણુસનું ભૂષણુ છે.

(૭) સાચાનું હૃદય સિંહના જેવું હોય છે.

(૮) મનુષ્ય માત્ર દોષને પાત્ર છે, માટે બીજાના દોષ જોવા નહિ.

(૯) હમણાં તું જરાક શ્રમ કરીશ, તો પછી તને અખંડ આનંદ પ્રાપ્ત થશે.

(૧૦) સ્ત્રી અને મિત્રની પરીક્ષા સંકટ વેળાએ થાય છે.

(૧૧) મૂર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન સારો.

(૧૨) વિદ્યા એ બધાના કરતાં ઉત્તમ ધન છે.

(૧૩) બહેરો તેજ છે કે જે યોગ્ય સાંભળી શકતો નથી.

(૧૪) મૂંગો તેજ છે કે જે યોગ્ય બોલી શકતો નથી.

(૧૫) નિર્ધન તેજ છે કે જે અયોગ્ય ખર્ચ કરે છે.

(૧૬) ગરીબ તેજ છે કે જે બીજાના તેજમાં દબાય છે.

(૧૭) ઉદાર બનો પણુ ઉડાઉ ન બનો.

(૧૮) કરકસરિયા થાઓ પણુ કંજૂસ ન થાઓ.

(૧૯) સ્વતંત્ર બનો પણુ સ્વચ્છંદી તો નજ બનો.

(૨૦) જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે.

(૨૧) ઈશ્વરપ્રાપ્તિ એજ જીવનનું સાર્થક્ય છે.

(૨૨) યોગી તેજ કે જે ધન, દારા, પુત્ર અને પરિવારથી વિરક્ત રહે.

(૨૩) જનસેવા એજ પ્રભુસેવા.

(२४) संत संतापे जात है, धर्मराज्य और वंश।
देखा न होय तो देख लो, रावण, कौरव और कंस ॥

(२५) राम झरूखे बेठके, सबका मुजरा लेत।
जैसी जीनकी चाकरी, तैसा तीनकु देत ॥

(२६) क्या कहूं किरतारकु, प्रारब्ध का खेल।
विभिषणकु राज्य दिया, हनुमानकु दिया तेल ॥

(२७) पर धन पथ्थर जानीए, पर स्त्री मात समान।
इतने से हरि ना मिले, तुलसीदास जमान ॥

(२८) राम नाम मे आलसी, भोजनमें होशियार।
तुलसी ऐसा जीवकु, बारबार धिक्कार ॥

(२९) ढोर घडंतां मनुष्य घड्यो, न हि शिंग और पूंछ।
तुलसी हरि भक्ति विना, धिक् दाडी धिक् मूछ ॥

(३०) दया धर्मका मूल है, पाप मूल अभिमान।
तुलसी दया न छोडिए, जब लग घट में प्रान ॥

(३१) आचारः परमो धर्मः।

(३२) न हि ज्ञानेन सदृशं पावित्रमिह विद्यते।

(३३) विद्याविहीनः पशुः।

(३४) सा विद्या या विमुक्तये।

(३५) विनयेन विद्या शोभते।

(३६) कुर्यात् सदा मंगलम्।

(३७) आत्मवत् सर्वभूतेषु।

(૩૮) સ્વચ્છતા એજ પવિત્રતા છે.

('ચરોતર' માસિકના ડિસેમ્બર-૧૯૪૦ ના અંકમાંથી)

